શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બહાદુર એમના ઉદાર
આશ્રયથી.

# प्राचीनकाव्यमाळा

## ग्रंथ २२

## नर्मेरामकृत

# कविता.

સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.

વડોદરા.
સંવત ૧૯૪૭-૪૮ સન ૧૮૯૧-૯૨.
કીમત રૂ૦[illegible]=૦૦


वीरक्षेत्र मुद्रालय.

Under the liberal patronage of

His Highness Maharaja

**SAYAJI RAO GAEKWAR**

Sena Khaskhel Samsher Bahadur

Baroda.

# PRACHIN KAVYA MALA,

or

Old Gujarati Poetical Series,

VOL. XXII.

## POET NARBHERAM'S KAVITA.

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kántáválá

and

Nathashankar Pujashankar Shastri.

A. D. 1891–92.

Price Rs 0–12–0

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઇશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા (પૃથ્વી)નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ(ખનિજ ધન રત્નાદિ)ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે; પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરે છે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ આદિ મનની સુખશાંતિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજાતુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્ત્તિને પામે છે, એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રામાણિક સિધ્ધાન્તો છે.

શ્રીવડોદરારાજ્યના વિદ્વાન, શક્તિમાન અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉતમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઈ પડયાં છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા. ૮ મે સન ૧૮૮૯ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરારાજ્યમાં થઇ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિધ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારૂં.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગુજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેક્ટર ઑફ વર્નાક્યૂલર ઇન્સ્ટ્રૂક્શન, રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તે સારૂ ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરારાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુંપરત થયા પછી આ સંગ્રહ બાબત મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દડાઇ રહ્યા હોય છે, તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઈ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગ સારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્‌વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિદાસ, ભોજોભકત, ધીરોભકત, ગિરિધર, આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. **રાધાબાઇ.** તથા **દીવાળીબાઇ.** નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઇ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨૦૦૦) બારહજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જરપ્રજા અને સર્વ ગુર્જરવાસી ઉપર ઉપકાર થયો છે, એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે ઇંગ્રેજ કવિ લખે છે કે:—

Poetry is itself a thing of God;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY.

કવિતા સ્વતઃ ઇશ્વરની એક વસ્તુ છે. ઇશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યવાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઇશ્વર પેઠે થઇએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કેઃ—

Blessings be with them, and enternal praise,
Who gave us nobler loves, and noble cares,
The poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યતા અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે તે પ્રસિદ્ધ છે.

સ્વદેશમાંના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિસ્તંભ પૂર્વેના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મ શાસ્ત્રોમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઇ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અંતઃકરણમાં ઉત્પન્ન થઇ સહૃદયજનોના અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ–રંકથીશ્રીમાન સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગુજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેકટર ઑફ વર્નાક્યૂલર ઇન્સ્ટ્રક્શન, રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તે સારૂ ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરારાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુંપરત થયા પછી આ સંગ્રહ બાબત મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દડાઇ રહ્યા હોય છે, તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઇ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગ સારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિદાસ, ભોજોભકત, ધોરેભકત, ગિરિધર, આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. **રાધાબાઇ.** તથા **દીવાળીબાઇ.** નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણસારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઇ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨૦૦૦) બારહજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જરપ્રજા અને સર્વ ગુર્જરવાસી ઉપર ઉપકાર થયો છે, એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે ઇંગ્રેજ કવિ લખે છે કેઃ—

Poetry is itself a thing of God;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY.

કવિતા સ્વતઃ ઇશ્વરની એક વસ્તુ છે. ઇશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યવાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઇશ્વર પેઠે થઇએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કેઃ—

Blessings be with them, and enternal praise,
Who gave us nobler loves, and noble cares,
The poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.
WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યતા અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે તે પ્રસિદ્ધ છે.

સ્વદેશમાંના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિસ્તંભ પૂર્વેના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મ શાસ્ત્રોમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઇ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અંતઃકરણમાં ઉત્પન્ન થઇ સહૃદયજનોના અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ–રંકથીશ્રીમાન સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ

સાધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બહાદુર મણિભાઈ જશભાઇ.

## મેમ્બરો.

રાવબહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ. એલ. એલ. બી.
ખાનબહાદુર જમસેદજી અરદેશર દલાલ. એમ. એ. એલ. એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઈ જેઠાભાઇ.
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઈનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરારાજ્યનિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઈશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જરકવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્યસમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીનકાવ્યમાળાને કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તે માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ
સુદી ૧ તા. ૨૦ એપ્રિલ સન
૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# કવિચરિત્ર.



નરસિંહ મેહેતા વગેરે ભક્તકવિઓની પેઠે નરભેરામ પણ ભક્તકવિ થયા છે. એમનો જન્મ પીહીજ નામે પેટલાદ તાલુકાના ગામમાં સંવત્ ૧૮૨૪ની સાલમાં થયો હતો. પણ પાછળથી તે અમદાવાદ પાસેના ગોમતીપુરમાં રહેતા હતા. એમનું મરણ ૮૪ વરસની ઉમરે સંવત્ ૧૯૦૮ ની સાલમાં થયું છે. એ ઉપરથી જણાય છે કે કવિને થઇ ગયે કાંઇ બહુ મુદત થઇ નથી. તથાપિ ગ્રંથ બાહાર પડવાની ત્વરાની લીધે તેમના સંબંધી બીજી જાણવા જેવી હકીકત મેળવી શકાઇ નથી. માત્ર એટલું જાણવામાં આવ્યું છે કે તેમને એક હરિભાઈ કરીને પુત્ર છે અને હાલ તે ગોમતીપુરમાં રહે છે અથવા નરભેરામ જેવા એક નિષ્ઠાવાળા હરિભક્તના જીવનમાં ઝાઝા ફેરફાર થવાનો સંભવ થોડો તેથી કદાચ તેમના સંબંધે મળેલી હકીકત ટુંકી લાગે છે, એમ હશે. એમનાં માતપિતાના નામનો કાંઇ ઉલ્લેખ એમણે ગ્રંથમાં કર્યો નથી. એ ન્યાતે મોઢ બ્રાહ્મણ હતા. પીહીજમાં આજ પણ મોઢ બ્રાહ્મણોની વસ્તી સારી છે. નરભેરામ નાનપણથીજ સાંસારિક વિષયોમાંથી વિરક્ત રહેતા હતા તથા રણછોડજી ઉપર એમની સારી ભાવના હતી. ગામઠી નિશાળે સાધારણ વાંચતાં લખતાં આવડયા પછી એમણે યાચકવૃત્તિનો ધંધો કરવા માંડયો, પણ પાછળથી તે ઠીક ન લાગવાથી તેમણે છોડી દીધો હતો. એમની પુખ્ત ઉમરમાં એમને કોઇ છોટાલાલ કરીને ગુરૂ મળ્યા હતા. આ ગુરૂએ એ તરફનાં ગામડાંમાં કોળી કણબી વગેરેને સેવક કર્યા હતા તથા તેમની મંડળીઓ લેઇને તે દર પૂનમે ડાકોર જતા હતા. અને ઓચ્છવ કીર્તન કરતા હતા. નરભેરામ બીજી વૃત્તિ ન હોવાથી તેમની સાથે ફરવા લાગ્યા. છોટાલાલગુરૂના પ્રસંગથી તેમને પદ કીર્તન વગેરે કરતાં આવડયાં તેથી તેવાં પોતાનાં પદ કીર્તન રચીને તે ઓચ્છવમાં ગાવા લાગ્યા. આ કારણથીજ નરભેરામની કવિતાનાં પદ ઓચ્છવિયાને ગાવા લાયકનાં જણાય છે. છોટાલાલ સ્વધામ પધારી ગયા પછી તેમનો ક્રમ નરભેરામે ચલાવ્યો જણાય છે, કેમકે એમની જીવિકા બહુધા એથીજ ચાલતી હતી.

એમના સેવકો વગેરે એમ કહેતા કે નરભેરામ તો બોડાણાનો અવ-

તાર છે. નરભેરામ પણ કદાચ એમ માનતા હશે એમ એમના પદ ઉપરથી જણાય છે. ત્યાં લખ્યું છે કે—

**તું તો બોડાણાનો અવતાર રે, ગુણ ગાયા નો'તા નિરધાર રે;**
**તેને મોકલિયો સંસાર, ગોમતીપુર વડપોળમાં છે વાસ રે.**

એમણે બોડાણાના સંબંધમાં પુષ્કળ લખ્યું છે તે ઉપરથી એમના મનમાં બોડાણા વિષે સંપૂર્ણ ભક્તિ હશે એમાં તો સંદેહ નથી. એમના જીવનચરિત્રમાં એક વાત જાણવા જેવી બની છે અને તે ઉપર એમણે એક પદ પણ લખ્યું છે. તે વાત એ છે કે નરભેરામ કવિ ડાકોર જતાં રસ્તામાં લુંટાયા હતા. લુંટાયા પછી પણસોરા ગામમાં જઇને તે વાતની ખબર કરવાથી કવિનું મન સંતુષ્ટ થાય તેટલું ત્યાંથી મળ્યું હતું. એ સઘળો પ્રતાપ રણછોડજીનો હતો એમ કવિ માનતા હતા.

એક વાર નરભેરામ ભક્ત દ્વારકા ગયા હશે ત્યાં ધારા પ્રમાણે ગોમતીમાં નાહાવાનો કર આપવાનો પ્રસંગ આવ્યો. તે વખતે પણ તે હઠ પકડીને બેઠા અને "નાણું આપે નરભો રે વાવરજો છોગાળા; ૪૦" પદ ગાયું. કર લેનારે તેના પદથી પ્રસન્ન થઈને તેમનો કર માફ કર્યો હતો એમ કહે છે.

કવિ એક વાર માંદા થયા હતા તે વખતનું તેમણે પદ કર્યું છે. તેમાં સંવત્ ૧૮૭૩ની સાલે માંદા પડયા હતા એમ લખે છે તે વખતે એમની ઉમ્મર ૬૯ વરસની હતી, અને તે પછી પંદર વર્ષે એમણે દેહ છોડયો હતો. એમના મરણ વખતનું પદ પણ તેમનું કરેલું હાથ લાગેલું છે, અને તે આ ગ્રંથમાં પૃષ્ઠ ૧૬૩ મે દાખલ કરવામાં આવ્યું છે. એમણે પરચુરણ કવિતાઓ કરી છે. જેમાંની ઘણીખરી અમને મળી આવી છે, અને તે આ ગ્રંથમાં પ્રકટ કરી છે.

# ग्रंथविवेचन.



હવે કવિના ગ્રંથ સામી દ્રષ્ટિ કરીએ. બીજા ભક્ત કવિઓ જેમ પરમેશ્વર શિવાય બીજા વિષયને કવિતામાં ગાતા જણાતા નથી તેમ નરભેરામ પણ ઇશ્વર અને ઈશ્વરને લગતા વિષયોનું ગાન કરે છે. અને તેને લગતું જ્ઞાનવૈરાગ્ય હોવાથી જ્ઞાનવૈરાગ્ય વિષે ઉપદેશ કરે છે. ભાગવતાદિ ગ્રંથોમાં વારંવાર કહે છે કે વાણી તેજ કે જે ઇશ્વરના ગુણનું ગાન કરે છે. જે વાણી વિષયની કથની કરેછે તે વાણી અપવિત્ર છે. જો કવિતા કરવી ઘટતી હોય તો તે હરિના ગુણાનુવાદ ગાવા સંબંધીજ કરવી. કેમકે "कलौकेशव कीर्तनम्" કલિયુગમાં હરિના નામ સંકીર્તનવડે કલ્યાણ થાય છે. ઇત્યાદિ પુરાતન વચનોવડે આપણો જૂનો કવિવર્ગ તેજ વિષય તરફ વળ્યો છે. સામળ વગેરે એવા કવિ થોડા છે કે જેમણે કવિતામાં કેવળ વ્યવહારનીતિજ વર્ણી હોય !

ધીરો, નિરાંત, બાપુ, વગેરે હરિના નિર્ગુણ રૂપનું કથન કરનારા કવિઓની પેઠે આ કવિએ નિર્ગુણ પદ ગાયાં નથી, પણ નૃસિંહમેહેતા, દયારામભાઇ, ગિરધરકવિ, ભાલણકવિ, દ્વારકાદાસ, વગેરેની પેઠે સગુણ રૂપનું કીર્તન કર્યું છે, સગુણ રૂપમાં પણ વિષ્ણુ અને તેમાં મુખ્યત્વે કૃષ્ણાવતાર અને તેમાં પણ કવિના ઇષ્ટદેવ શ્રીરણછોડજી હતા, તેમનું એમણે ગાન કરેલું છે. એમની કવિતાના વિષયોનો થોડોક અનુક્રમ આ નીચે આપેલો છે તે ઉપરથી તેમની કવિતાનું તત્વ જાણવામાં આવશે.

| | | | |
|---|---|---|---|
| ૧ | ખોડાણાચરિત્ર. | ૧૧ | ખોડાણાની મૂછનાં પદ. |
| ૨ | ભીષ્મસ્તુતિ. | ૧૨ | જયવિજયશાપનિવારણ. |
| ૩ | પરીક્ષિતગર્ભરક્ષણ. | ૧૩ | જયવિજય શાપનું કારણ. |
| ૪ | કંસવધ. | ૧૪ | પ્રભુ ભજવા વિષે. |
| ૫ | રાસલીલા. | ૧૫ | મનને શિખામણ. |
| ૬ | ગજેંદ્રમોક્ષ. | ૧૬ | જીવને શિખામણ. |

ખોડાણાચરિત્રમાં છપ્પા અને ગરબીઓ છે. એ ગરબીઓ તે ખરેખરી ગરબીઓ નથી પણ ગામડાના ખેડૂતો પરવારતા થઇને કોઇ વાર દેવમંદિરમાં તેહેવારને દિવસે અથવા જાત્રાઓમાં ગોળ કુંડાળું ફરીને તાળીઓ પાડે અને ગાય, તેવા છે. તેની ભાષા અને શૈલી પણ એવી સેહેલી છે કે તેવા લોકોને ને તે ઝટ મોઢે પણ ચઢી જાય. એ ચરિત્રમાં ખોડાણાએ હાથમાં તુળસી વાવી અને ઘણાં વરસ સુધી સ્ત્રીપુરૂષે દ્વારકાના રણછોડજીની એક નિષ્ઠાથી ભક્તિ કરી તેથી રણછોડજી પ્રસન્ન થઇને ખોડાણાની સાથે ડાકોર આવ્યા, એ કથા છે. એમાં કવિનાં વચન અથવા કથાપ્રસંગ ગરબીમાં લીધો છે અને પાત્ર જનની વાણી છપ્પામાં લીધી છે, એવો કાંઇક ક્રમ જણાય છે.

ભીષ્મસ્તુતિ, આ ભાગ કવિએ ભાગવતમાંથી સાંભળેલો હશે તે જેવો યાદ રહેલો તેવો લખેલો છે; તથાપિ બાણશય્યામાં સૂતેલા ભીષ્મે પોતાના અંતકાળે જે ભગવાનની સ્તુતિ કરી છે તેમાંથી કાંઇક ભાગ બહુધા અસલ શ્લોક સાથે મળે છે. તેના નમુના માટે ટીકામાં ભાગવતનો એક શ્લોક ટાંકી પણ બતાવ્યો છે ( જુઓ પૃષ્ઠ ૧૧ માની ટીકા ).

પરીક્ષિતગર્ભરક્ષણ. આ પણ ભાગવત્માંનોજ પ્રસંગ છે. પરીક્ષિત્ ગર્ભમાં હતા ત્યારે હરિએ તેનું રક્ષણ કર્યું તથા તે જન્મ્યા ત્યારે જોષીઓએ તેનું ભવિષ્ય ભાખ્યું અને પરીક્ષિતનું સંક્ષિપ્ત જીવન વૃત્તાંત કહ્યું, તેટલી કથા આ પ્રસંગમાં છે. કંસવધનો પ્રસંગ પણ ભાગવતમાંથી સાંભળેલો, તે ચારપદથી વર્ણવ્યો છે.

રાસલીલાનાં પદ ઘણાં છે એ પદ કાહાનગોપીનો વેષ લેઈને નાચનારા ખેળા બોલી શકે તેવી ધાટીનાં છે, અથવા કાંશીમૃદંગના સાજ સાથે ગવાય તેવાં છે. એમાં પણ ભાગવતદશમસ્કંધના વિષયની છાયા છે.

ગજેંદ્રમોક્ષ ઠીક વર્ણ્યો છે. હૂહૂ ગંધર્વ શાપથી હાથી થયો હતો. તથા ઇંદુમાન રાજાર્ષિ શાપથી ગ્રાહ થયો હતો. પાણી પીવા ગયેલા હાથીને ગ્રાહે પકડ્યો. ઘણાં વરસ સુધી તે બન્નેનું યુધ્ધ ચાલ્યા પછી છેવટે હાથી હાર્યો ત્યારે તેણે હરિનું સ્મરણ કર્યું જેથી હરિએ આવીને તે બન્નેને મુક્ત કર્યા, એવી કથાનું વર્ણન છે.

વામનાખ્યાન અઢાર પદથી વર્ણવ્યું છે. કશ્યપની પત્ની આદિતિને પેટે વિષ્ણુએ અવતાર લેઈ વામનરૂપે બલિરાજાને છળ્યો. એ શિવાય એક વધારે વાત તેમાં એ વર્ણી છે કે,—એક વખત રાવણ ચૌદ લોકને જીત્યા પછી બલિને જીતવાને ગયો. બલિને દ્વાર દ્વારપાળ થઇને રહેલા ભગવાન્ પલંગમાં પોઢયા હતા અને તેમણે પિછોડી ઓઢી હતી, તે પિછોડી રાવણે ઉંચી કરીને કોણ સૂતું છે તે જોયું. એવામાં ભગવાને ડાબે હાથે ટોકર મારી તેથી રાવણ લંકામાં આવીને પડયો. અર્થાત હરિના બળ આગળ રાવણાદિ પણ હારી ગયા છે, એ તાત્પર્ય છે !

સત્યભામાનું રૂસણું કવિએ બહુ સંક્ષેપમાં વર્ણવ્યું છે. બીજા કવિઓએ જે વિસ્તાર કર્યો છે તેવો આમાં કાંઇ નથી તથાપિ સામાન્ય લોકોની સ્ત્રીઓ સાથે સત્યભામાને સરખાવી હોય તેવો દેખાવ આપ્યો છે. કૃષ્ણવિનોદ એ પણ એનેજ લગતો વિષય હોય એવો જણાય છે. નારદના પ્રપંચથી ભોળવાયલી સત્યભામા કૃષ્ણનું નારદને દાન આપે છે. દાનમાં આવેલા કૃષ્ણને લેઇને નારદ ચાલવા માંડે છે એટલે બીજી સ્ત્રીઓ વાંધો ઉઠાવે છે કે કૃષ્ણ ઉપર એકલી સત્યભામાનોજ કાંઇ દાવો નથી; અમારો પણ છે. માટે સત્યાએ એ આપેલું દાન યથાન્યાય નથી; અમે કૃષ્ણને નહિ લેઇ જવા દેઇએ. પણ દાનમાં આપેલી વસ્તુ પાછી લેવી એ પણ યથાન્યાય નથી. આ વાંધાનો નિકાલ રૂકિમણી કરશે કેમકે એ સૌથી વડી છે, એમ ધારી સર્વે સ્ત્રીઓ તે વાત રૂકિમણી પાસે લૈ ગઇ. રુકિમણી તેનો નિકાલ પોતે ન કરતાં ગણપતિને પૂછવાનું ઠરાવે છે. ગણપતિ કૃષ્ણની બરોબર સુવર્ણ તોલીને આપવાનું ઠરાવે છે અને તે સૌ માન્ય કરે છે. ઘણુંક સોનું મૂકવા છતાં કૃષ્ણનો ભાર વધ્યો ત્યારે વળી ગણપતિએ યુક્તિ બતાવી કે તુલસી સાથે રતિ ભાર સોનું મૂકીને તોળો એટલે હરિ તોળાશે એમ કરવાથી હરિ તોળાયા. એવી રીતે છેવટમાં સર્વે કરતાં તુલસીનું માહાત્મ્ય અધિક વર્ણી પ્રસંગ પૂરો કર્યો છે.

આની સાથે એક ગરબીમાં રણછોડજીના નવઘરાનું ( માથાના મોળિયાનું ) વર્ણન છે. 'નવઘરૂં' નામ છે માટે તેમાં નવેગ્રહ હોવા જોઇએ, એમ ધારીને તેમાં જડેલાં જૂદા જૂદા રંગનાં રત્ન ઉપરથી નવેગ્રહની ઘટના કવિએ ઠીક બેસાડી છે.

નાગદમણમાં કાલિય અને કૃષ્ણનું યુદ્ધ વર્ણવ્યું છે. પ્રેમાનંદે નાગદમણમાં માત્ર કાલિય નાગને તે જગોએથી બહાર કાઢવા રૂપ કૃત્ય વર્ણ્યું છે, પણ તેટલામાં વત્સલ રસથી શ્રોતાઓનાં અંતઃકરણ દ્રવીભૂત કર્યાં છે, અને દયારામે કંસે મંગાવેલાં કમળ લાવવાને માટે કાલિય નાગને નાથવો પડયો એમ વર્ણીને કથાને વિશેષ પ્રયોજનવાળી કરી છે, પણ આ કવિનો કાંઈ તેવો આશય જોવામાં આવતો નથી. કમળની વાત તો આ કવિએ પણ છેવટ લીધી છે.

બોડાણાની મૂછનાં પદ બધાં કાફી રાગનાં છે. એ કાફીઓ સારી છે. બોડાણાએ શ્રીરણછોડજીને દ્વારકાથી ડાકોરમાં આણ્યા એ એક મહત્કૃત્ય કર્યું છે. એ કૃત્યનું જૂદે જૂદે રૂપે કથન કરીને તેની મૂછને વારંવાર ધન્યવાદ આપ્યાછે. જે કાર્ય પૂર્વના કોઈ દેવોથી નથી થયું, તથા જે કાર્ય પૂર્વના કોઇ ભક્તોથી પણ નથી થયું તે બોડાણે કર્યું છે. નરભેરામ બોડાણાની મૂછને પુંડરીક, નરસિંહ મેહેતા, શુક અને ભગીરથ, એ ચારની સાથે સરખાવે છે અને પછી તે ચારેનાં કૃત્યને મહત્કૃત્ય ગણે છે. બ્રહ્મા, સૂર્ય, ઈંદ્ર, બલિ અને હરિશ્ચંદ્ર, એ પાંચ કરતાં બોડાણાને અધિક વર્ણવ્યો છે તથા વર્ણવવાનાં કારણ પણ આપ્યાં છે.

બોડાણાની મૂછનાં નરભેરામે સાઠ પદ લખ્યાં છે એમ તેની ૨૮ મી કાફી ઉપરથી માલમ પડેછે. તેમાં લખે છે કે—

**સાઠય પદ, છપ્પા ને દોહરા, ગાયા આણી ઉલટકો હેત;**
**એક કણિકાના સોમા ભાગની, મૂછ કરી સંકેત;**
**ગુરૂથી કે'છે નરભો રે, અજ્ઞાન તિમિર નાસે;**
**મૂછ બોડાણાકેરી રે, હશે પૂરો તે ગાશે.**

એમાં કહેલાં સાઠ પદ કહીં મળી આવ્યાં નથી. તે શિવાયના છપ્પા

મળી આવ્યા છે અને દોહરા મળી આવ્યા નથી. અમને એક પ્રત અમદાવાદ ગુ. વ. સોસાઇટીમાંથી મળી હતી તે બદલ તેમનો આભાર માનીએ છીએ. એક માણસે એનાં બીજાં કેટલાંક પદ અમને આણી આપવા કહ્યું હતું તે આ ગ્રંથ પૂરો થયા પછી આવવાથી છેવટના ભાગમાં દાખલ કર્યાં છે.

જયવિજયશાપનિવારણ અને જયવિજયને શાપ થવાનું કારણ, એ બે પ્રસંગમાં બહુ જાણવા જેવું નથી. એ પછીનાં ઉપદેશનાં પદ સારાં છે. તેમાં એક પદ 'વેહેપારી'ના ટેકનું છે અને બીજાં ત્રણ પદ 'મનવા'ની ટેકનાં છે. જેમકે—

" ઊંટ થઇને બોજા ઉઠાવ્યા, ચાવી કંકોળ કંથાર,
મનવા ! ફરી નહિ આવે હોરી.
ગર્ધવ થઇ ગલિયોમાં ભટક્યો, નહિ ગમાણ નહિ ચાર.
મનવા૦
વણ તોલ્યા મૂઢ ! બોજા ઉઠાવ્યા, હજી ન ખાધી હાર.
મનવા૦
સુરભિસુત થઇ ચીલે ચાલ્યો, ગાડે ભાડે પંથ દૂર.
મનવા૦
થયો તું ગળિયો ને નવ ઊઠાયું, ખાધો તેં માર મજૂર.
મનવા૦ ૪૦"

નાનકપંથીના શિષ્યો બજારમાં માગવા આવે છે ત્યારે તેઓ એક આવીજ મતલબનું પદ બોલે છે. જેમ—

બનસેં પશુ પકડ લાયા ગલે ફાંસ ડારી,
સાંકડા ર્લેહે સાલ ખાયહે સદારી,
રામકા ભજન વિના યું બની હે દેખો;
ગુરૂકા ભજન વિના, યું બની હે દેખો.
ઘાંચી ઘેર બેલ હુઆ ( આંખે ) બાંધી હે અંધારી

જોડ વિના પીલે, જાઉં બલિહારી,
રામ ભજન વિના, સુંબની હે દેખો. ૨
શોલા ઘેર ગધા હુઆ, પીઠ ગુણ ડારી,
ખાનપાન દેત નહિ, મારહે મતારી;
રામકા ભજન વિના સું બની હે દેખો. ૩

ઇત્યાદિ—આ પદમાંની અને નરભેરામના પદની મતલબ એક સરખી રીતે મળતી આવે છે.

જીવને શિખામણનાં પદ રાજીયાની ઢબનાં છે. એમાં સામાન્ય વૈરાગ્યોત્પાદક ઉપદેશ છે, બાપુ ગાયકવાડના કરેલા રાજીયા આ કાવ્યમાળામાં પછવાડે છપાઇ ગયા છે તેવાજ આ પણ છે. તે પછીનાં જીવને શિખામણનાં અને મનને શિખામણનાં પદ ઘણાં સરસ છે. જુઓ પૃષ્ઠ ૧૩૩ સું:—

" રાધેકૃષ્ણ રાધેકૃષ્ણ જપ પાજી રે પાજી! ટેક.
ભક્તપણું ભૂતળમાં સુણતાં,
એણી વાતે મરૂં છું કયમ લાજી રે લાજી. રાધે૦
સંસાર વિવેકનું કામ જ્યાં આવે ભલો,
ઝટ પૂરૂં કરૂં કયમ ગાજી રે ગાજી. "
તન તરૂણી ને કુટુંબ તારૂં,
જાણ બાજીગરની સહુ બાજી રે બાજી. "
જન નરભો ગુરૂચરણપ્રતાપે,
હવે હૃદે જો વલિ ઝાઝી રે ઝાઝી. "

પ્રેમ વિષે છપ્પા પણ તેવાજ સારા છે. આ છપ્પા કવીશ્વર દલપતરામને મળી આવ્યા હશે તેથી તેમણે કાવ્યદોહનમાં લીધા છે, તથાપિ નરભેરામની કવિતાનો સંગ્રહ બનતા સુધી એકત્ર કરવાના ઇરાદાથી તે છપ્પા અમે બાદ ન કરતાં રહેવા દીધા છે.

આ ઉપરથી વાંચનારને જણાશે કે નરભેરામ કવિની કવિતાના વિષય હરિભક્તિને લગતા છે. તેની કવિતામાં પદ, ગરબીઓ વગેરે હોવાથી તે વિષે વધારે વિવેચન કરવા જેવું નથી. એમની કવિતાની ભાષા વિષે કાંઇક જોવા જેવું છે ખરૂં. બીજા કેટલાક કવિઓની ભાષા જેવી પ્રૌઢ હોય છે તેવી આ કવિની નથી તથા તેમાં દેશ્ય અને રૂઢ શબ્દો ઘણા છે. ગુજરાતી ભાષા શીખનારે આ કવિનો ગ્રંથ ભૂલી જવા જેવો નથી, કેમકે જે તેણે બીજા કવિઓની કવિતામાં નહિ જોયું હોય તેવું કાંઇક તે આમાં જોશે. વાંચનારની આગળ ગ્રંથ હાજર છે એટલે તેમાંથી નમુના કાઢીને જૂદા બતાવ્યા નથી તથાપિ નરભેરામની કવિતા કેવળ સાદી, ડોળડાળ વગરની અને તેના અધિકારીઓને માટે સુરસ છે, એ તો તરતજ સમજાઇ આવે એવું છે.



श्रीजगदीश्वरायनमः

# नरभेरामकृत

## कविता.

### बोडाणाचरित्र.

વારી વારી રે રણછોડરાય, નમી નમી રે લાગું તવ પાય;
બોલો બોલો રે શ્રીરણછોડ, પહોચે પહોચે રે મનના કોડ. ૧
ક્ષત્રી ક્ષત્રી રે ભજે નંદનામ, વસે વસે રૂડે ડાકોર ગામ;
આવ્યો આવ્યો રે પૂર્વથી સંઘ, વાધ્યો બોડાણાને ઉમંગ. ૨
પૂછી પૂછી લીધો તેનો પાર, જાશું જાશું રે દ્વારામતી મોઝાર;
ના'શું ના'શું રે ગોમતીમાં આપ, લેશું લેશું રે છબિલાની છાપ. ૩
વાધ્યું વાધ્યું રે બોડાણાને શૂર, ઉગ્યો ઉગ્યો રે ભક્તિઅંકુર;
આવ્યો આવ્યો રે તીવ્ર વૈરાગ, જાશે જાશે રે મનુષ્યાદેહનો લાગ. ૪
કહી કહી રે વિનતાને વાત, જોશું જોશું રે ચૌદલોકનાથ;
આપો આપો રે તમે આજ્ઞા આજ, કરીએ કરીએ રે આણનું કાજ. ૫
જડ્યું જડ્યું રે સંસાર સ્વપન, સાચું સાચું રે જાત્રા ભજન;
બોલ્યાં બોલ્યાં રે નાર નમી પાય, સ્વામી સ્વામી રે એકલાં ન જવાય. ૬

૧ વારી—વારી જાઉં. મનના—'મનોરથ'પાઠ અર્થની પુનરૂક્તિ લો છે.

જાણો જાણો રે લાંબા પંથની ખુંચ, નાના નાના રે નથી મુખપર મૂં
ભક્તિ ભક્તિ રે નરનારીની થાય, નરભા રીઝે રીઝે રે શ્રીજદુરાય.

## છપ્પય.

બોલ્યાં ગંગાબાઇ, ગંગાજળ મધુરી વાણી;
ઊભાં રહ્યાં ભુજ જોડી, કહ્યું ધન્ય એહ કમાણી;
મુજને તેડો સાથ, સુખ તો બે જણ લીજે;
કૃષ્ણજી આવે હાથ, કાજ એવું તો કીજે;
ગાન વિદ્યા પંથ તાળિએ, ભુજ વિષે બહુ ડામ છે;
કહે નારી નરભા ભકિતમાં, બેહુ જણાંનું કામ છે.
કામિની કે'છે કંથ, બ્રહ્મચર્યંજ વળી ધરવું;
જૂઠું ન બોલવું લેશ, ત્યારે તીરથમાં ફરવું;
ભૂમિશયન ભજન, વિષયવિકારજ ટાળો;
પંચેદ્રિય કેદમાં, એહ રીત મનબો ગાળો;
એ શીખામણ છે માહરી, જેને કામજ (હોય) નાથનું;
કે' નરભો ગંગાબાઇ કે', નીમ લ્યોજ એ વાતનું.
બોડાણો કહે નાર, વાત વિચારી સારી;
મુજ કરતાં વિશેષ, બુદ્ધિ નિર્મળ છે તારી;
કહ્યું શાસ્ત્રમાં એમ, એણી રીતે તો કરવું;
સુખે ચાલો સાથ, ધ્યાન શ્રીહરિનું ધરવું;
દૃઢ કરીને બાંધી નિત્યે, રાખો ચિત્ત ગોપાળમાં;
કહે નરભો નરનાર વળી, ચાલ્યાં પ્રાતઃકાળમાં.

---

૧ ગાન ૪૦—ગાયન કરવામાં, વિદ્યા ભણવામાં, પંથે જવામાં (મુંસાફરીમાં) તાળી આપવામાં, જેમ બે બે જણનું કામ છે તેમ ભક્તિમ પણ બે જણનું કામ છે. ડામ-(?). ૨ કેદમાં—કેદમાં રાખવી—વશ રાખવી

## ગરબી.

બાંધ્યું બાંધ્યું રે દૃઢ કરીને ચિત્ત, વાધી વાધી રે હરિજીશુ પ્રીત;
લીધી લીધી રે સામગ્રી ભેટ, પહોંચ્યાં પહોંચ્યાં રે દ્વારામતી ઠેઠ. ૧
નાહ્યાં નાહ્યાં રે ગોમતી માંય, આવ્યાં આવ્યાં રે હરજી છે જયાંય;
નામ્યું નામ્યું રે કુશેશ્વરને શીશ, જોયા જોયા રે જઇ જગદીશ. ૨
સામાં સામાં રે બેઠાં દેવકી માય, પૂઠે પૂઠે રે પટરાણી કે'વાય;
મધ્યે મધ્યે રે બેઠા રણછોડ, પૂરે પૂરે રે હરિજનના કોડ. ૩
બાંધ્યો બાંધ્યો રે પાંપણપર પાઘ, લળકયો લળકયો રે તોરો દક્ષિણ ભાગ;
ધર્યા ધર્યા રે શૃંગાર બહુ અંગ, જડયાં જડયાં રે નખશિખશુ નંગ. ૪
કંઠે કંઠે રે વૈજયંતી માળ, શોભ્યા શોભ્યા રે ભક્તપ્રતિપાળ;
નીરખ્યા નીરખ્યા રે નરનારે ત્યાંય, નરભા આવ્યાં ફરી ડાકોરમાંય. ૫

## છપ્પય.

બોલ્યાં ગંગાબાઇ, ધ્યાન હું નાથનું લાવી;
તે કરશું અમે નિત્ય, હૃદયમાં પ્રેમ ધરાવી;
માળા ઊભી રહી, જપું ને ધ્યાન લગાવું;
ઊઠું પાછલે પો'ર, નિત્યે એમ કરીને ના'વું;
શિરસટે પ્રભુ મૂકું નહિ, એવી હૃદયમાં આશ છે;
(કે') નરભો બોડાણાનારને, ધન્ય ધન્ય સાબાશ છે. ૧

---

૨ કુશેશ્વર—એ નામના મહાદેવ. ૩ સામાં સામાં—'આમાં આમાં' એવો પાઠ લેખકદોષથી થયેલો લાગે છે.

૪ પાંપણપર—અર્થાત્ આંખની ભમરપર પાઘડી આવે એમ વાંકી મૂકેલી. ૩ દક્ષિણ ભાગ—જમણો ભાગ.

૧ પાછલે પોહોર—પાછલી પોહોર રાત્રી રહે ત્યારે. કે'—(બોડાણો—નો).

ઓડાણો બોલિયો, નારી [આ] વય નથી તારી;
સંસારસુખમાં મન, જતાં ન ભજીશ મુરારિ;
આવે તર્ત વૈરાગ્ય, આખર જાતાં તે ડૂલે;
જોગી ભોગીના ભેખ, માયાના સુખમાં ભૂલે;
સંસાર રંગ પતંગ છે, દેખી(ને) મન ઠગાવશો;
કે' નરભો ઓડાણો કહે, વિઘ્ન ભક્તિમાં લાવશો.
વાણી ગંગા વદે, જૂઠું કુણ જુએ ઝાંખી;
સંસારિક સહુ વાત, મૂળથી કાઢી નાખી;
અમો ધરશું અહીં ધ્યાન, ભુવનમાં સ્થિર થઇને;
વાવો તુલસી હાથ, ચઢાવો કૃષ્ણને જઇને;
એ કર્તા છે વિશ્વનો, એવું હૃદયમાં ધારિયે;
(કહે) નરભેરામ ગુરૂથકી, નીમ લીધો નરનારીએ.

## ગરબો.

વાવી વાવી રે તુલસી હાથ, માંડી માંડી રે મજલ દિનરાત;
ધરે ધરે રે હરજીનું ધ્યાન, ભૂલ્યો ભૂલ્યો રે દેહનું ભાન.
સેવા સેવા રે બોતેર વર્ષ કીધ, મા'વો મા'વો રે માની લીધ;
કરી કરી રે જુવાની કુરબાન, વૃદ્ધ વૃદ્ધ કરી શક્યો નહિ ગાન.
વા'લે વા'લે રે વિચાર્યું મન, ભક્તિ ભક્તિ રે નરનારીની ધન્ય;
જેવા જેવા રે પ્રલ્હાદ વિદુર, તેવું તેવું રે ઓડાણાનું નૂર.
જેવી જેવી રે વૃજવિનતાની પ્રીત, તેવી તેવી રે ગંગાબાઇની રીત;

૩ વાવો ઇ૦—હાથમાં તુળસીનો છોડ વાવો, અને તે મોટો થ
શ્રીકૃષ્ણને જઇને ચઢાવો. નીમ લીધો–( હાથમાં તુળસી વાવીને ચઢાવવાનો

૨ ગાન—ગમન ( દ્વારકા સુધી જવાનું ) કિંવા સ્તવન ભકિત–
અર્થાત્ સેવા પૂજા.

ોવું એવું રે વિચારે જ્યાંય, સોંપ્યાં તુલસીને જઇને ત્યાંય. ૪

ોઠા દીઠા રે દાસ નિર્વાણ, વહાલો વહાલો રે ઘણો શ્વાસપ્રાણ;

ારે ધરે રે ધ્યાન કરી કોડ, આવ્યા આવ્યા રે ત્યાં રણછોડ. ૫

રી કરી રે બોડાણાશુ વાત, આવું આવું રે અમો તમારી સાથ;

ાવો લાવો રે હવે વાહન કાંય, સૂતા સૂતા રે જઈ પલંગમાંય. ૬

ાવે આવે રે આપણે ઘેર નાથ, કહી કહી રે વિનતાને વાત;

ાગી માગી રે વાહન એવું વે'લ, ઘરડા ઘરડા રે ઘણા બેલ. ૭

ાકી હાકી રે વે'લ કરતાં ભજન, નારી નારી રે વધાવે શુકન;

ળી મળી રે સવત્સી ગાય, હરણાં હરણાં રે જમણી પાસા જાય. ૮

વામી સ્વામી રે શુકન ભલા થાય, આવે આવે રે રણછોડરાય;

ામ્યાં વામ્યાં રે સહુ દેહનું દુઃખ, છોડી છોડી રે વે'લ હરિ સનમુખ. ૯

આવ્યો આવ્યો રે બોડાણો ત્યાંય, લાવ્યો લાવ્યો રે વે'લ કારણ કાંય;

ોંપો સોંપો રે શયન ભોગ તે વાર, ભીડ્યાં ભીડ્યાં રે ભુંગળ ને દ્વાર. ૧૦

ઉંઘ્યો ઉંઘ્યો રે થાકેલો દાસ, જાગે જાગે રે પોતે અવિનાશ;

કરે કરે રે વહાલોજી વિચાર, નાવ્યા નાવ્યા રે વાળુને ભરતાર. ૧૧

ઝાલ્યો ઝાલ્યો રે હરજીનો હાથ, ઊઠો ઊઠો રે વાળુ કરો જદુનાથ;

બોલ્યાં બોલ્યાં રે રૂકિમણી વચન, વરત્યું વરત્યું રે ભરતારનું મન. ૧૨

---

૪ વિચારે—( શ્રીકૃષ્ણ ). 'વિચારી' પાઠ બરાબર નથી. ૭ એવું—વેહેલ જેવું—અર્થાત વેહેલ માગી આણી. ૮ સવત્સી—વાછરડા સહિત.

૧૦ બોડાણાને વેહેલ લેઇને આવેલો જોઇને રણછોડજીના પૂજારા માંહોમાંહે વાતો કરે છેઃ આવ્યો ઇ૦–સંપો–સંપો–સમેટો. અર્થાત્ પૂરો કરો.

૧૧ દાસ—બોડાણો. નાવ્યા—ન આવ્યા. રૂકિમણી વિચાર કરેછે કે ભરતાર ( કૃષ્ણ ) વાળુને ( વાળુ કરવાને ) ન આવ્યા. ૧૨ ઝાલ્યો—રૂકિમણીએ.

સ્વામી સ્વામી ! કયમ આવો એકાંત, પડે પડે રે મને બહુ ભ્રાંત;
તજું તજું રે દ્વારામતી ઠોર, જાવું જાવું રે મારે ડાકોર. ૧૩
આપ્યું આપ્યું રે મેં તો વચન હાથ, કહો તો કહો તો રે જાઉં ભકતસાથ;
બોલ્યાં બોલ્યાં રે રૂકિમણી ધરી ધીર, પૂછી પૂછી રે પીઓછો તમે નીર. ૧૪

## છપ્પય.

સેના માટે તમે, ગયા'તા નાપિક થઇને;
ભૂપને મરધું તેલ, છીંપ ને છુર કર ગ્રહીને;
હાંકયો અર્જુનરથ, રાશ પરૂણો વળી ધારી;
યુધિષ્ઠિરને જગન, જૂઠો વળો ભોમ સમારી;
ત્યહાં હુકમ માગ્યો નથી, (વળી) કામ કર્યું વણ માપનું;
કે' નરભો રૂક્મિણી કહે, ગમતું કરોછો આપનું.

## ગરબી.

વહાલો વહાલો રે બોડાણો જન, લાવો લાવો રે તેને ભુવન;
ભૂખ્યા ભૂખ્યા રે બળદને દાસ, ઘટે ઘટે રે નહિ અવિનાશ.
દાણો દાણો રે લીધો લક્ષ્મી નાર, લીધી લીધી રે ચતુર્ભુજે ચાર;
ઊઠ ઊઠ રે બોડાણા દાસ, મૂક મૂક દાણો બળદને ઘાસ.
નમ્યો નમ્યો રે બોડાણો બહુ પેર, લાવ્યાં લાવ્યાં બેહુ બોડાણાને ઘેર;

૧૩ સ્વામી ઇ૦—હે સ્વામી હે સ્વામી ! કેમ છે ? અર્થાત્ તમે શા વિચારમાં છો ? તે એકાંતે આવો અને મને કહો. ૧૪ પૂછી પૂછી—( ભક્તને ).

૧ સેનામાટે—સેના નામે હજામભકતને માટે. છીંપ—( તેલ ઘાલવાની ). છુર-અસ્રો. ૧ રૂકિમણી કૃષ્ણને કહેછે—વાહાલો ઇ૦—ભુવન-આપણે ઘેર.

ાહ્યા નાહ્યા રે ઊના નીરનો તાલ, મૂકી મૂકી રે સુવર્ણની થાળ. ૩
ઃરી કરી રે રસોઇ જે મધુર, પૂરી પૂરી રે થાળો ભરપૂર;
જમે જમે રે ભક્તને રણછોડ, પીરસે પીરસે રે રૂક્મિણી કરી કોડ. ૪
ીધાં લીધાં રે મુખમાં તંબોળ, ગઇ ગઈ રે રજની ઘડી સોળ;
ાક્ષ્મીજી રે શ્રીવત્સમાં સમાય, ગુરૂથકી નરભેરામ ગાય. ૫

## ગરબી.

જોડી જોડી રે વાહાલે વહેલને જ્યાંય, સૂતો સૂતો રે દાસ સોંગીમાંય;
હાંકી હાંકી રે વિશ્વંભરે વહેલ, ઘરડા ઘરડા રે બોડાણાના બેલ. ૧
ચાલે ચાલે રે વહેલ વાયુથી વિશેષ, આવ્યા આવ્યા રે બોડાણાને દેશ;
મીઠું મીઠું રે દાખ્યું લીમડીનું ડાળ, સાખી સાખી રે મૂકી ગોપાળ. ૨
પગલાં પગલાં રે પૂજાય લીંબ હેઠ, સંઘ સંઘ રે કરે સર્વે ભેટ;
ઊઠ્યાં ઊઠ્યાં રે ગંગાબાઈ નાર, નીરે નીરે રે વહાલો બળદને ચાર. ૩
રહ્યા રહ્યા રે ડાકોર રણછોડ, પૂર્યા પૂર્યા રે ગુજરાતના કોડ;
નમ્યાં નમ્યાં રે ગંગાબાઇ પાય, ગુરૂપ્રતાપે નરભો ગાય. ૪

---

૫ રજની—રાત્રી. લક્ષ્મીજી ઇ૦—કૃષ્ણની સાથે લક્ષ્મીજીએ જવું જોઇએ માટે તે હરિના શ્રીવત્સ ચિન્હમાં અંતર્ધાન થઇને રહ્યાં. ૧ સોંગી—વહેલમાં બેસવાનો ભાગ.

૨ સાખી ઇ૦—હું આ માર્ગે ગયોહતું, અથવા હું તેજ રણછોડજી છું, એ બાબત લીમડાનું ડાળ મીઠું કરવા રૂપ સાક્ષી મૂકતા ગયા. ( ડાકોર નજીકના સીમળોજ ગામ આગળ પગલાં છે ત્યાં ). ૩ પગલાં—રણછોડજીનાં. લીંબ—લીંબડી. સંઘ—જાત્રાવાસી.

## भीष्मस्तुति.

### પદ ૧ લું.

રાગ ધોળ.

શુકદેવ કહે પરીક્ષિત સુણો હાવું રે,
ભીષ્મસ્તુતિ સંકેતમાં સંભળાવું રે;
એક સમે હસ્તિનાપુર હરિ આવ્યા રે,
યુધિષ્ઠિર સહિત સહુને ભાવ્યા રે.
ભેટ્યા ભીમ અર્જુન સગા સખાય રે,
કુંતીજી ફોઈને લાગ્યા પાય રે;
પૂજ્યા અર્ચ્યા પ્રીતે ભગવાન રે,
આસન બેસાર્યા દઈને માન રે.
યુધિષ્ઠિર કહે તમ સરખા સા'ય રે,
માટે મારૂં ભાગ્ય તો વર્ણવ્યું ન જાય રે;
તમારી સા'ય તે તો મોટું સુખ રે,
આડાઅવળી સાલે છે એક દુઃખ રે.
તુચ્છ રાજ્ય તુચ્છ સર્વ છે ભોગ રે,
ગોત્રઘાના ઉડી ગયા અઘઓઘ રે;
બીજાં પાપ શાં શાં કહું આંક આડે રે,
ગોત્રઘા રૌરવ નરક પમાડે રે.
કોટિ દીવાળી જે આવે હરિ ઘેર રે.
એ પાપ છૂટ્યાની કહિયે પેર રે:

---

૧ હાવું— હવે. સંકેતમાં—ઈસારામાં—ટૂંકામાં. ૪ અઘઓઘ- પાપના ઢગલા. આંક આડે—આડે આંક—અર્થાત્ પારવનાં.

એમ કહીને લાગ્યા હરિને પાય રે,
ગુરૂપ્રતાપે જશ નરભેરામ ગાય રે. ૫

## પદ ૨ જું.

કહેછે હરિ કરો અશ્વમેધ રાય રે,
તેણે કરી ગોત્રઘાપાતક જાય રે;
અરે પ્રભુ એ તે કશો મહિમાય રે,
રાય જીતતાં કોઇના જીવ જાય રે. ૧
કાદવે કરી કાદવ ધોવાય રે,
મદિરાએ મદિરાપરિમળ નવ જાય રે;
હરિ કહે ગાંગેય છે ઘરડાંની ખ્યાત રે,
ચાલો જઇ પૂછીએ સઘળી વાત રે. ૨
હરિ પાંડવ યુધિષ્ઠિર રાય રે,
ઋષિ સાથે કુરૂક્ષેત્રમાં જાય રે;
બાણશય્યા કરી સૂતા ગાંગેવ રે,
યુધિષ્ઠિર જઇ નમ્યા તતખેવ રે. ૩
મનવડે દીધું આસન ને માન રે,
આણી સમે ભલે આવ્યા ભગવાન રે;
ગાંગેય કહે સુણો યુધિષ્ઠિર રાય રે,
સદાકાળ સા'ય છે વૈકુંઠરાય રે. ૪
જેને રોમકૂપે બ્રહ્માંડનો વાસ રે,

---

૨ મદિરાપરિમળ—મદિરાનો વાસ. ગાંગેય—ગંગાપુત્ર ભીષ્મ. ૩ બાણશય્યા—તીરરૂપી બિછાનું. ગાંગેવ— ગાંગેય— ભીષ્મ. ૪ મનવડે—( ભીષ્મથી ઉઠાય એમ નહોતું માટે ).

સદાકાળ રહ્યા તમારી પાસ રે;
અજ ઇશ ચરણકમળને ચ્હાય રે,
ગુરૂપ્રતાપે નરભેરામ ગાય રે.

## પદ ૩ જું.

વૃક્ષ વેલી ફૂલ ને અંકુર રે,
વશી રહ્યા વાસ કરી ભરપૂર રે;
અણુને ત્રીશમે ભાગે વિસ્તાર રે,
નિર્લેપ રહે છે હરિ કરી ઠાર રે.
અંતરજામી જાણે અંતરની વાત રે,
મુજપાસે માટે આવ્યા છે નાથ રે;
ગાંગેય કહે સુણો અરજ મારી રે,
અંત સમે રૂપ દાખ્યું મુરારિ રે.
તમ સાથે જુદ્ધ કર્યું કહે હરિને રે,
રૂપ હ્રદયા રેંજો એવું ઠરીને રે;
બાણઅગ્ર છિદ્ર પડયાં તમ અંગ રે,
એવો ધ્યાનકેરો રૂડેરો રંગ રે.

૫ રોમકૂપે—રૂવાંટાંના ખાડાઓમાં. અજ—બ્રહ્મા. ઇશ — શિવ.

૧ અણુ ઇ૦—જાળિયાંમાંથી સૂર્યનાં કિરણ પડે છે તેમાં જે બારિક રજ ઉડે છે તેને અણુ કહે છે; તેના ત્રીશમા ભાગને પરમાણુ કહે છે. તે પરમાણુ જેટલો જેનો વિસ્તાર ( મોટાઈ) છે એવા સૂક્ષ્મ પદાર્થમાં પણ નિર્લેપ એવા હરિ પોતાનો ઠાર (સ્થિતિ) કરીને રહે છે. અર્થાત્ હરિ સૂક્ષ્મ૰ સૂક્ષ્મ અને મોટાથી મોટા છે.

૩ તમ સાથે ઇ૦—ભાગવતમાં ભીષ્મસ્તુતિમાં કહેલા શ્લોકનો કાંઇક

પીતાંબર કટિ સંભાળ્યું જ્યારે રે,
આયુધ કરમાંથી પડ્યું ત્યારે રે;
એણી રીતે રમાડયો મુજને નાથ રે,
જન જાણી ઝાલો અમારો હાથ રે. ૪
બિરદ પોતાનું હાર્યા વનમાળી રે,
ભક્તતણી પ્રતિજ્ઞા સર્વ પાળી રે;
મુજ પર ચક્ર ધરીને ધાયા નાથ રે,
એવું રૂપ રે'જો હૃદ સાક્ષાત રે. ૫
પછી મુને ગ્રહીને નમિયા પાય રે;
જશ નરભેરામજી ગાય રે. ૬

## પદ ૪ થું.

ભીષ્મજીએ સ્તુતિ કરી ધર્યું ધ્યાન રે,
ડાકોરને મંદિર તે ભગવાન રે;
ગાંગેયપ્રતિજ્ઞા જેણે પાળી રે,
ડાકોરને મંદિર તે વનમાળી રે. ૧
ગાંગેય તો પોહોચ્યા પોતે નિજધામ રે,
ડાકોરને મંદિર તે ઘનશ્યામ રે;

---

આભાસ આ જગોએ જણાય છે. જેમ, "युधितुरगरजोविधूम्रविष्वक्चलुलित-श्रमवार्यलंकृतास्येममनिशितशरैर्विभिद्यमानत्वचिविलसत्कवचेस्तुकृष्णआत्मा" ઇ૦.

૪ જન જાણી—પોતાનો જન જાણીને. ૬ પછી ઇ૦—"પછી મુની ગ્રહીની જમીયા પાય રે" એવો પાઠ બરાબર લાગતો નથી.

૧ ભીષ્મજીએ—" ભીર અજીએ " એવો પાઠ પ્રમાદજન્ય છે. ધ્યાન —' દયાને ' પાઠ અશુધ્ધ છે. 29684

અશ્વમેધ કરાવ્યો પોહોચાડ્યા કોડ રે,
ડાકોરને મંદિર તે રણછોડ રે.
હસ્તિ ઘોડા પાલખી અપરમપારે રે,
એમ હરિ દ્વારામતીમાં પધારે રે;
હસ્તિનાપુરની અનેક છે નારી રે,
નીરખે છે કૃષ્ણને ચઢી અટારી રે.
અરે સખી જોને આ નંદકુમાર રે,
જેને કહીએ વિશ્વતણો આધાર રે;
જોને સખી જેણે હણ્યો કંસભૂપ રે,
તે હરિનું આજ નીરખી લે રૂપ રે.
જેણે જેવા દીઠા તેવું રાખ્યું ધ્યાન રે,
દ્વારામતીમાં ગયા ભગવાન રે;
પાંડવનો સાથ નગરમાં જાય રે,
ગુરૂમતાપે નરભેરામ ગાય રે.

---

## परीक्षितगर्भरक्षण.

### પદ ૧ લું.

શૌનક કહે છે સૂતપુરાણી રે,
ગર્ભરક્ષણ કર્યું તે કહું વાણી રે;
બ્રહ્માસ્ત્ર અશ્વત્થામા મૂક્યું બાણ રે,
ઉત્તરાએ કરી હરિને જાણ રે.
અંગુષ્ટ પ્રમાણે હરિ દેહ ધારી રે,
ગદા ચક્ર ગ્રહીને પેઠા મુરારિ રે;

બ્રહ્માસ્ત્ર પરીક્ષિતને મંથ્ય ભાગ રે,
તેણે વામ હરિ રહ્યા ગ્રહી લાગ રે. ૨
મોર મુકુટ પીતાંબર અંગ રે,
મકરાકાર કુંડળ નખશિખ નંગ રે;
કંઠમાં છે કૌસ્તુભકેરો હાર રે,
શંખ ચક્ર ગદા પદ્મ ભુજા ચાર રે. ૩
વામાંગે શોભે શ્રીવત્સનું ચિન્હ રે,
ઘનશ્યામ લાલ બ્રહ્માસ્ત્ર પર નેન રે;
ચાૈદલોક મોહ પામે એવું રૂપ રે,
નિહાળીને રહ્યા પરીક્ષિત ભૂપ રે. ૪
બ્રહ્માસ્ત્ર બાળવાને જ્યારે ધારે રે,
ગદાવતે હરિ અગ્નિને વિડારે રે;
એણી રીતે રક્ષણ કર્યું જ્યારે રે,
વિષ્ણુરાત નામ ધર્યું છે ત્યારે રે. ૫
બહાર આવ્યા નમ્યા હરિને પાય રે;
ગુરૂપ્રતાપે નરભેરામ ગાય રે. ૬

## પદ ૨ જું.

જેણી વેળા જન્મ્યા પરીક્ષિત રાય રે,
નવે ગ્રહે આવી કરી સા'ય રે;
ગ્રહ નક્ષત્ર અમૂલક સાર રે,

---

૨ અંગુષ્ઠ પ્રમાણે—અંગુઠા જેવડો. ૩ મકરાકાર—મગરના આકારનાં. ૫ વિષ્ણુરાત—( વિષ્ણુએ રક્ષણ કરેલો માટે ). બહાર આવ્યા—( ગર્ભસ્થાનથી). અર્થાત્ જન્મ્યા.

શુભ લગ્ન પરીક્ષિતનો અવતાર રે.
ઋષિઓએ જન્મોત્રી કરી જેહ રે,
સંકેતમાં જાણો કહું છું તેહ રે;
ઇક્ષ્વાકુ રાજાન થયો જેવો રે,
પ્રજાને પાલન કરશે તેવો રે.
રામચંદ્રના સરિખો મરજાદ રે,
ધનુર્ધર અર્જુન સિંહનો નાદ રે;
શિબિરાજા સરિખો શરણદાતાર રે,
હરિશ્ચંદ્ર ગૃહસ્થાશ્રમ સત્યનો વિચાર રે.
ક્ષમાવાન વસુધા જ્યમ અમૂલ્ય રે,
પરમારથી રંતિદેવને તૂલ્ય રે;
યુધિષ્ઠિરનું સત્યજ જેહ રે,
એણી રીતે સત્ય ચલાવશે તેહ રે.
કલિને તો કેશ ગ્રહી દેશે શીખ રે,
લેશભર ન ગણશે બીક રે;
પરીક્ષા કરી માટે પરીક્ષિત રાય રે,
ગુરૂપ્રતાપે નરભેરામ ગાય રે.

**પદ ૩ જું.**

કલિને તો જ્યારે કેશ ગ્રહીને મારે રે,

૧ અમૂલક—કીમતી. ૩ મરજાદ–મર્યાદમાં. અર્થાત્ મર્યાદશીલ. ર્ધર—ધનુષ્યને ધારણ કરનાર. 'ધનુશ્વર' પાઠ અશુદ્ધ છે. અર્જુન ધનુર્ધારી અને સિંહ સમાન નાદ કરનારો. સત્યનો—'કયો તને' એવો પાઠ છે. હરિચંદ્ર સરખો ગૃહસ્થાશ્રમી અને સત્યવાદી હતો. ૪ વસુધ પૃથ્વી. 'સુધા' પાઠ પ્રમાદજન્ય છે.

વસવાનો ઠામ આપશો ત્યારે રે;
સ્ત્રી જૂઠ હિંસા સુવર્ણમાં વાસ રે,
એટલે ઠામે રે'જે મુજ દાસ રે. ૧
શિકારને જાશે અવધિને દીશ રે;
સુવર્ણનું છે નવઘરૂં શીશ રે,
મહારણમાં તરશ્યા રાજન થાશે રે;
ઋષિકેરી પર્ણકુટીએ જાશે રે, ૨
નવઘરે વાસ કર્યો કલિ જ્યારે રે,
રાજાકેરી બુધ્ધિ ખશી છે ત્યારે રે;
ઋષિકંઠ સર્પ ભરાવીને જાશે રે.
તેથકી શાપ વિપ્રનો થાશે રે. ૩
ગંગાતટ ભેગા ઋષિ ને દેવ રે,
આવી મોક્ષ પમાડશે શુકદેવ રે;
એણી રીતે જન્મોતરી માપી રે,
યુધિષ્ઠિરે કનક અંબર ગૌ આપી રે. ૪
સૂતપુરાણીએ કહ્યો મહિમાય રે;
ગુરૂપ્રતાપે નરભેરામ ગાય રે. ૫

---

૨ અવધિને દીશ—આયુષ્યનો અવધિ આવી રહેવાનો હશે તે દિવસે.
—ર્ણકુટી—ઝૂંપડી. ૩ નવઘરે—માથાના મોળિયામાં. ૪ અંબર—વસ્ત્ર.
ા—ગાય.

# कंसवध.

## પદ ૧ લું.

( શ્રીકૃષ્ણને અક્રૂર તેડવા આવ્યા, ને કંસ મારી માતપિતા છોડાવ્યાં;
રાજકુંવર ઉઘલ્યાની વેળા ). એ દેશી.

અક્રૂર હરિજીને તેડવા આવ્યા, ગોપીજન સુણ્યું કાન રે;
માવ મધુરા જાયે વ્રજની નારી સૌ, વ્યાકુળ થઇ ભૂલી ભાન રે. મા૦
એવું સુણીને અબળા અચરજ પામી, હવે કયમ જીવાશે રે;
અધક્ષણુ અલબેલા વિના ન ચાલે, જીવ અમારા જાશે રે. મા૦
અબળા કહે અક્રૂર નામ ન ધરવું, ક્રૂર ભયંકર નામ રે;
ગોપીનાં નયણાંમાં નીર ઝરે છે, લઇ જાશો ઘનશ્યામ રે. મા૦
શ્યામાનો શત્રુ એ કયાંથી આવ્યો, કિયા જન્મનું વેર રે;
શ્યામા સઘળી ટોળે મળીને, આવી નંદજીઘેર રે. મા૦
હરિ હળધર અક્રૂર રથમાં બેઠા, મથુરા ભણી તે જાય રે;
ગોપીજન આવી ચરણે નમે છે, જશ નરભેરામ ગાય રે. મા૦

પદ ૧–૧ માવ–કૃષ્ણ. મધુરા–મથુરા. ૨ અધક્ષણુ(અર્ધક્ષણ)–અરધી. જીવાશે—મૂળમાં 'જીવાય' એમ છે, પણ તેની નીચેની લીટીમાંના જા પ્રાસ ઉપર નજર કરતાં 'જીવાશે' એમ હોવાનું અનુમાન થાય અમારા—મૂળમાં 'મારા' એમ છે, પણ તેમ કરતાં તાળના એક વિરા ખેંચવો પડે છે તથા ગોપીઓ ઘણી હોવાથી 'અમારા' હોવાનો સંભવ

૩ અબળા ઈ૦–અબળા ( ગોપીઓ ) કહે છે કે કૃષ્ણને તેડવા આ. અક્રૂરનું નામ અક્રૂર એવું ધરવું–અર્થાત્ કહેવું નહિ; પણ તેમનું 'ક્રૂર' એવું ભયંકર નામ ધરવું ઘટિત છે. ( ગોપીઓની દયા ન રાખ તેમના કૃષ્ણને લેઇ જાય છે માટે ). ઘનશ્યામ—ઘનશ્યામને. શ્યામાનો ગોપીઓનો. ૫ હળધર–હળ નામે આયુધને ધારણ કરનાર–બળરામ.

## પદ ૨ જું.

કૃષ્ણ કહેછે એમ વાણી રે, મામાને મળી આવું;
મરજાદ મૂકીને શું માનની આવો, લાજ તજોછો શું જાણી રે. ટેક. ૧
કૃષ્ણ કહે રસ હૃદયે રાખો, જાશું મથુરામાં આજ રે;
તેડવા આવ્યા તે કહો કયમ ચાલે, કરવું છે કંસનું કાજ રે! મામા૦ ૨
અગાસુર બગાસુરને મળિયા, વચ્છાસુરને મળ્યા જેવા રે;
પ્રથમ મારીપૂતનાને મળિયા, મામાને મળજો તેવા રે. મામા૦ ૩
વે'લા આવજો વાટ જોઇ રહ્યાં છું, સુખસિંધુ વહી ચાલ્યો રે;
એવે રાધિકાજી આગળ આવ્યાં, જીવણનો રથ ઝાલ્યો રે. મામા૦ ૪
રથ તે રોકયો વૃષભાનકુમારી, સાંજ લગાડયો તે ઠોર રે;
પ્રથમ પ્રીત શું કરવા કીધી, હૃદયા ઉપર થઇ ઠોર રે. મામા૦ ૫
શ્યામળીએ ગોપીજન સમજાવ્યાં, યમુનાંજીમાં રથ જાય રે;
ગુરૂચરણપ્રતાપે કરીને, જશ નરભેરામ ગાય રે. મામા૦ ૬

## પદ ૩ જું.

યમુનામાં * * * રૂપ, ઉતર્યા વાડીની માંય રે;

---

પદ ૨-૧ મામા—કંસ. ૨ કાજ–ધનુષ્યયજ્ઞ જોવા રૂપી, એ ઉપલક અર્થ અને મરણ રૂપી કાજ, એ વ્યંગ્યાર્થ. ૩ કંસનો સંહાર કરજો એવા હેતુથી ગોપીઓ કૃષ્ણને કહેછેઃ અગાસુર ઇ૦.

૫ સાંજ લગાડયો—સાંજ પાડી. હિંદી ભાષાની રીતે 'લગાડયો' ક્રિયાપદનો પ્રયોગ કર્યોછે માટે નરજાતિ. ઠોર— ( પૂર્વાર્ધમાં ) સ્થાન. ( ઉત્તરાર્ધમાં ). ઠોર—સ્થિર.

પ્રથમ પૂજા પરિયટની કીધી, સંશય ન ધર્યો મનમાંય રે.
માધવ મથુરા આવિયા રે. ટેક.
પરિયટ પાસે વસ્ત્ર માગ્યાં, વનચરે દીધી ગાળ રે;
વામ ભુજાની લાપટ મારી, ખૂટ્યા તેના કાળ રે. માધવ૦
પરિયટ માર્યો વીરહાક વાગી, નગર જોવા સહુ આવે રે;
કો મુક્તાફળ પુષ્પ ગ્રહીને, વા'લાજીને વધાવે રે. ,,
વસ્ત્ર સમાર્યાં દરજીએ જયારે, ચારે પદારથ પામ્યો રે;
ગજરા તોરા હાર માળી ધરાવે, દુઃખડાં દેહનાં વામ્યો રે. ,,
ચંદનકચોલું ને કુબજા આવી, ચરચ્યો સાથ ગિરિધારી રે;
અંગુઠો દાબી હડપચી હાથ દીધો, નવજોબન થઈ નારી રે. ,,
કુવલયાપીડ હસ્તી માર્યો, મલ્લ પાસે હરિ જાય રે;
ગુરુચરણપ્રતાપે કરીને, જશ નરભેરામ ગાય રે. ,,

## પદ ૪ થું.

મલ્લઅખાડામાં હરિ બળ ઊભા, મલ્લજી આઘા આવો રે;
ઘણા દિવસનું લૂણ ખાધું, રાયને ભલું મનાવો રે.
હોશ કંસના ઉડિયા રે.
મલ્લ કહે માશીપૂતના મારી, મૂકો નહિ જેને ધારો રે;
કંસના મોકલ્યા કોટિ માર્યા, આજ અમારો વારો રે. હોશ૦ ,,

પદ ૩–૧ યમુનામાં રૂપ ઇ૦—( આ ચરણના કાંઇ અક્ષરો ગયેલા જણાય છે ). પૂજા—( વક્રોક્તિ ). અર્થાત્ માર્યો. પરિયટ–ધોબી. ૨ વનચરે—વનચર ( પશુ ) સરખાએ. ૪ ચારે પદારથ–ધર્મ, અર્થ, કામ, મોક્ષ

૫ ચંદન—હાથમાં ચંદનકચોલા સહિત. અંગૂઠો ઇ૦—( સીધી કરવા માટે ). પદ ૪–૧ બળ—બળરામ. ૨ ધારો—મારવો ધારો કે નજર રાખો.

મલ્લ સંહારી (હરિ) આઘેરા ચાલ્યા, પેંડી પંચકપર કંસ રે;
કેશ ગ્રહી કેશવે કંસ પટકયો, હેલાં રમી ગયા હંસ રે. હોશ૦ ૩
તનયા જરાસંધ રૂદન કરેછે, જ્યાં છે નંદકુમાર રે;
મામી રૂદન તે શાને કરોછો, મરણાં જરણાં સંસાર રે. " ૪
વસુદેવ દેવકી બંધન છોડાવ્યાં, પ્રીતેથી લાગ્યા પાય રે;
ગુરૂચરણપ્રતાપે કરીને, જશ નરભેરામ ગાય રે. " ૫

---

## रासलीला.

### પદ ૧ લું.

કનૈયા મન મોહ્યું હો, મુખડે તોરે;
ગોવિંદા મન મોહ્યું હો, મુખડે તોરે. ટેક. ૧
ચીર ચોર્યા યમુનાતટ વા'લા, ચિત્ત મારાને એમ ચોરે હો. કનૈયા૦ ૨
રાત દિવસ મારી હરિચરણે, હરિ હરિ કરી જીવ હોરે હો. " ૩
પ્રીત બાંધી પુરૂષોત્તમ શું, જેમ છે ચંદ્ર ચકોરે હો. " ૪
ભક્તિભંડાર ભર્યો મારી દે'માં, સરોવર ભર્યો છે કોરે કોરે હો. " ૫

---

૩ પેંડી—પાયરી. પાંચ પગથીઆં ઊંચા સિંહાસન ઉપર. હેલાં—હેલામાં—જોતજોતમાં. ૪ તનયા જરાસંધ—જરાસંધની તનયા (દીકરી)—કંસની પત્ની. જરણાં—જનન (જન્મ થવો) અર્થમાં. અર્થાત્ જન્મવું એ સંસારમાં ચાલતુંજ આવેલું છે. અથવા જરણાં—જળણાં—જળવું (બળીજવું).

પદ ૧—૩ રાત ઇ૦—મારી રાત અને મારો દિવસ હરિચરણે(વીતે છે) હોરે—વિયોગવેદના ભોગવે છે.

વિષયવાસના સંસારકેરી, કૃપા કરીને કરો કોરે હો. કનૈયા. ૬
ચિત્ત મારૂં શ્રીકૃષ્ણને ચરણે, નરભેરામ કહે આશ મોરે હો. " ૭

## પદ ૨ જું.

રંગીલા રંગ લાગ્યો હો;
મુજને તારો, દયાલા રંગ લાગ્યો હો. ટેક. ૧
જે દહાડાની તમ શરણ હું આવી, સફળ થયો જનમારો હો. રંગી૦ ૨
કામ ને કારજ ઘરનાં ભૂલી, જીવ ફરે છે ન્યારો ન્યારો હો. રંગી૦ ૩
લખચોરાશી ફેરા ફરતાં, આજ આવ્યો હરિ આરો હો. રંગી૦ ૪
કૃપાના સિંધુ નામ તમારૂં, કૃપા કરીને ઉગારો હો. રંગી૦ ૫
ગુરૂચરણ પ્રતાપથી નરભા, કૃષ્ણ વિચારૂં માંહ્યબા'રો હો. રંગી૦ ૬

## પદ ૩ જું.

સદા છો કૃષ્ણ કૃપાળુ હો, દાસ પર અમી ઝરે છે;
કેશવ કૃષ્ણ કૃપાળ, દાસ પર અમી ઝરે છે. ટેક.
ગ્રાહથકી હરિ ગજ મૂકાવ્યો, ચરણ કેવા ધરે છે હો. સદા૦
'હ' કહેતાં ધાયા 'રિ' કહેતાં છોડાવ્યો, શાસ્ત્રમાં સાખ ભરેછે હો. સદા૦

૬ કોરે—દૂર. ૭ આશ ઇ૦—મારા ( મનમાં ) એવી આશા છે. અથવા, 'આ સમો રે હો' એવો છેદ કરીએ તો, મારૂં ચિત્ત શ્રીકૃષ્ણને ચરણે જાય તેનો આ સમય છે. અથવા, આ સમયે મારૂં ચિત્ત શ્રીકૃષ્ણને ચરણે રહે.

પદ ૨—૫ કૃપાના ઇ૦—તમારૂં નામ કૃપાના સિંધુ ( સમુદ્ર ) એવું છે. વિચારૂં–મૂળમાં વિસારૂં, એવો પાઠ છે તે બરાબર નથી. ૬ માંહ્યબારો–મંઅંદર ( મનના ) અને બહાર ( સૃષ્ટિમાં ). 'માસ બારે' પાઠ અશુદ્ધ છે.
પદ ૩—૨ ગ્રાહ—મગર.

ાજામિલ અધમીને તાર્યો, તાપ ત્રિવિધ હરે છે હો. સદા૦ ૪
જન કૃષ્ણને ચરણેજ આવે, ભવજળ સહજે તરે છે. હો. સદા૦ ૫
ને કૃપા શ્રીકૃષ્ણજીકેરી, ધ્યાન ભજનમાં ફરે છે હો. સદા૦ ૬
કે નરભેરામ ગુરૂપ્રતાપે, શરણ ગયો ઉગરે છે હો. સદા૦ ૭

## પદ ૪ થું.

ાદા છો ગરીબનિવાજ હો, સિંધુસુતાના સ્વામી;
ાપા કરો [ને] આજ હો, સિંધુસુતાના સ્વામી ટેક. ૧
ાત્ર માંઝારી નીમામાં રાખ્યાં, આંચ રહી દૂર નામી હો ! સિંધુસુતા૦ ૨
ાોતકપોતિની કેવાં ઉગાર્યાં, લેશ ન આવી નાથ ખામી હો. „ ૩
ાંગા તો નિર્મળ શવરીને સ્પર્શે, ઋષિ આગળ માન પામી હો. „ ૪
ાઢારઅક્ષૌહિણીજ્યારેદળવટાયું,બચ્ચાંપંખીનાંરાખ્યાંબહુનામીહો.„૫
કે નરભેરામ ગુરૂપ્રતાપે, નથી બીજો કોઇ તમારી સામી હો. „ ૬

## પદ ૫ મું.

ાૈયા કીકી તેરી હો, કામનગારી. ટેક. ૧
મનાં તીર નીર ભરને ગઇથી, કકરી ગગરીમે મારી હો. કનૈયા૦ ૨

---

૪ તાપ ત્રિવિધ—અધ્યાત્મ. અધિભૂત, અધિદૈવ, એવા ત્રણ તાપ. ભવજળ-સંસાર રૂપી સમુદ્રનું પાણી.

પદ ૪–૧ સિંધુસુતા-સમુદ્રની પુત્રી-લક્ષ્મી. લક્ષ્મી સમુદ્રમાંથી ઉત્પન્ન છે માટે તેને સમુદ્રની પુત્રી કહે છે. ૨ નીમામાં—કુંભારની વાસણ પકવવા-ભઠ્ઠીમાં. બિલાડીનાં બચ્ચાં નીમામાંથી બચાવ્યાં હતાં, એ કથા પ્રસિદ્ધ આંચ-ઇ૦-નીમાની આંચ દૂર રહી. નામી—હે પ્રખ્યાત ભગવાન્ ! ૩ ાતકપોતિની— હાલોહાલી. ૪ શવરી-ભીલડી. ૬ સામી—બરાબરીઓ

*    *    *    * દૃષ્ટિ ફરે છે ન્યારી ન્યારી હો. કનૈયા. ૩
કકરી વાગી છે કાનમાં આવી, તેણી વારની રહીછું હારી હો કનૈયા. ૪
ગુરૂચરણપ્રતાપથી નરભો, ફરી ફરી જાય વારી વારી હો. કનૈયા. ૫

## પદ ૬ ઠ્ઠું.

વા'લે કર્યો છે મન વિચાર હો, શરદની રાતે. ટેક. ૧
શરદપૂનમકેરી રજની ખીલી, ત્યારે કૃષ્ણજી નિસર્યા બા'ર હો. વા'લે૦ ૨
અંગે આભરણ(સર્વે)ઓપતાં ધરિયાં, આવ્યાં બંસીવટની ઠાર હો. ,, ૩
સુંદરતા એક વૃક્ષની જોઇ, વાલા ઊભા રહ્યા નિર્ધાર હો. ,, ૪
આંટી દીધી છે એક ચરણમાં ચરણે, જેનો વેદ ન પામે પાર હો. ,, ૫
કહે નરભેરામ ગુરૂપ્રતાપે, બંસી બજાઇ હરિ કરતાર હો. ,, ૬

## પદ ૭ મું.

હરિને હેતે બંસરી બજાઇ હો; નંદને લાલે બંસરી બજાઇ હો. ટેક. ૧
બનમે ચાલે રાગ રાગની સહિત, ગોપિકા અકળાઈ હો. નંદને૦ ૨
કામિની સેજ સમારે કંથની, શબ્દ કાનમાં પેઠો છે આઇ હો. નંદને૦ ૩
કોઇ શ્યામાએ શબ્દ સુણ્યો કાનમાં, પ્રેમરસમાંય ભીંજાઇ હો. નંદને૦ ૪
કહે નરભેરામ ગુરૂપ્રતાપે, પૂરા પ્રેમસમુદ્રે નાહી હો. નંદને૦ ૫

## પદ ૮ મું.

બંસીને સુણતાં હો, ભૂલી છે ભાને. ટેક. ૧

---

પદ ૬—૩ આભરણ— ઘરેણાં. ૫ આંટી— 'એડી' એવો પાઠ બરાબર નથી. પદ ૭—૧ હરિને—હરિએ. પદ ૮—૧. બંસી — વાંસળી.

ચરણનાં નેપુર કર સોહાવ્યાં, કંકણી ભરવી કાને. બંશીને૦ ૨
જ્યમ સરિતા જાય સિંધુમાંહી, નીસરી સહુ રાને. બંસીને૦ ૩
સ્વર્ગ મૃત્યુ ને પાતાળ ત્રિલોકે, મોહ્યું વાંસળીને ગાને. બંશીને૦ ૪
મધ્ય નિશા માનિની સહુ આવી, જ્યાં ઊભા શ્રીભગવાને. બંસીને૦ ૫
કહે નરભેરામ ગુરૂપ્રતાપે, તન મનતણી હરિ જાને. બંસીને૦ ૬

## પદ ૯ મું.

કામિની તમો ક્યમ આવી, રાત ન જાણી;
ભય સંદેહ મન ન લાવી, રાત ન જાણી. ટેક. ૧
મધ્ય નિશાએ તમો ક્યમ આવી, નગર છે કુશળ કલ્યાણી હો. રાત૦ ૨
ખગ મૃગ ને સિંહ વાઘ છે વનમાં, તેનો ભય હૃદેમાં ન આણી હો. રાત૦ ૩
વેદવચન પતિ પોતાનો સેવવો, તે ઉપર ફેરવ્યું પાણી હો. રાત૦ ૪
કામી ક્રોધી લોભી કપટી કૂડો, તેને સેવવો વેદ એધાણી હો. રાત૦ ૫
કહે નરભેરામ ગુરૂપ્રતાપે, એવી રીતે બોલ્યા વા'લો વાણી હો. રાત૦ ૬

## પદ ૧૦ મું.

વનિતા વળતી વેણ બોલી, નીચું ન્યાળી;
કૃષ્ણનાં વચન સુણતાં, ભોમ ખણે વ્રજબાલી. વનિતા૦ ટેક. ૧

---

૩ જ્યમ ઈ૦—જેમ નદીઓ વહીને સિંધુમાં જાય તેમ સઘળી ગોપીઓ નીકળીને કૃષ્ણ તરફ વને (વનમાં) ચાલી. ૬ જાને—જાણે.

પદ ૯—૩ ખગ—પક્ષી. ૫. એધાણી—નિશાની. કામી વગેરે ગુણવાળા પોતાના પતિને પણ સ્ત્રીએ સેવવો એવી વેદની એધાણી છે—અર્થાત વેદમાં એમ કહ્યું છે. "તેનો એવો વેદ એધાણી" એવો પાઠ બરાબર સમજાતો નથી.

પદ ૧૦—૧ બાલી—' લાલી ' પાઠ લેખકદોષથી થયેલો જણાય છે.

* * * * દૃષ્ટિ ફરે છે ન્યારી ન્યારી હો. કનૈયા.
કકરી વાગી છે કાનમાં આવી, તેણી વારની રહીછું હારી હો કનૈયા.
ગુરૂચરણપ્રતાપથી નરભો, ફરી ફરી જાય વારી વારી હો. કનૈયા.

## પદ ૬ ઠું.

વા'લે કર્યો છે મન વિચાર હો, શરદની રાતે. ટેક.
શરદપૂનમકેરી રજની ખીલી, ત્યારે કૃષ્ણજી નિસર્યા બા'ર હો. વા'લે૦
અંગે આભરણ(સર્વે)ઓપતાં ધરિયાં, આવ્યાં બંસીવટની ઠાર હો. ,,
સુંદરતા એક વૃક્ષની જોઇ, વાલા ઊભા રહ્યા નિર્ધાર હો. ,,
આંટી દીધી છે એક ચરણમાં ચરણે, જેનો વેદ ન પામે પાર હો. ,,
કહે નરભેરામ ગુરૂપ્રતાપે, બંસી બજાઇ હરિ કરતાર હો. ,,

## પદ ૭ મું.

હરિને હેતે બંસરી બજાઇ હો; નંદને લાલે બંસરી બજાઇ હો. ટેક.
બનમે ચાલે રાગ રાગની સહિત, ગોપિકા આકળાઈ હો. નંદને૦
કામિની સેજ સમારે કંથની, શબ્દ કાનમાં પેઠો છે આઇ હો. નંદને૦
કોઇ શ્યામાએ શબ્દ સુણ્યો કાનમાં, પ્રેમરસમાંય ભીંજાઇ હો. નંદને૦
કહે નરભેરામ ગુરૂપ્રતાપે, પૂરા પ્રેમસમુદ્રે નાહી હો. નંદને૦

## પદ ૮ મું.

બંસીને સુણતાં હો, ભૂલી છે ભાને. ટેક.

---

પદ ૬—૩ આભરણ— ઘરેણાં. ૫ આંટી— 'એડી' એ પાઠ બરાબર નથી. પદ ૭—૧ હરિને—હરિએ. પદ ૮—૧. બંસી - વાંસળી.

ચરણનાં નેપુર કર સોહાવ્યાં, કંકણી ભરવી કાને. બંશીને૦ ૨
જ્યમ સરિતા જાય સિંધુમાંહી, નીસરી સહુ રાને. બંસીને૦ ૩
સ્વર્ગ મૃત્યુ ને પાતાળ ત્રિલોકે, મોહ્યું વાંસળીને ગાને. બંશીને૦ ૪
મધ્ય નિશા માનિની સહુ આવી, જ્યાં ઊભા શ્રીભગવાને. બંસીને૦ ૫
કહે નરભેરામ ગુરૂપ્રતાપે, તન મનતણી હરિ જાને. બંસીને૦ ૬

## પદ ૯ મું.

કામિની તમો ક્યમ આવી, રાત ન જાણી;
ભય સંદેહ મન ન લાવી, રાત ન જાણી. ટેક. ૧
મધ્ય નિશાએ તમો ક્યમ આવી, નગર છે કુશળ કલ્યાણી હો. રાત૦ ૨
ખગ મૃગ ને સિંહવાઘ છે વનમાં, તેનો ભય હૃદેમાં ન આણી હો. રાત૦ ૩
વેદવચન પતિ પોતાનો સેવવો, તે ઉપર ફેરવ્યું પાણી હો. રાત૦ ૪
કામી ક્રોધી લોભી કપટી કૂડો, તેને સેવવો વેદ એંધાણી હો. રાત૦ ૫
કહે નરભેરામ ગુરૂપ્રતાપે, એવી રીતે બોલ્યા વા'લો વાણી હો. રાત૦ ૬

## પદ ૧૦ મું.

વનિતા વળતી વેણ બોલી, નીચું ન્યાળી;
કૃષ્ણનાં વચન સુણતાં, ભોમ ખણે વ્રજબાલી. વનિતા૦ ટેક. ૧

---

૩ જ્યમ ઈ૦–જેમ નદીઓ વહીને સિંધુમાં જાય તેમ સઘળી ગોપીઓ નીકળીને કૃષ્ણ તરફ વને (વનમાં) ચાલી. ૬ જાને–જાણે.

પદ ૯–૩ ખગ–પક્ષી. ૫. એંધાણી–નિશાની. કામી વગેરે ગુણવાળા પોતાના પતિને પણ સ્ત્રીએ સેવવો એવી વેદની એંધાણી છે–અર્થાત વેદમાં એમ કહ્યું છે. "તેનો એવો વેદ એંધાણી" એવો પાઠ બરાબર સમજાતો નથી.

પદ ૧૦–૧ બાલી–' લાલી ' પાઠ લેખકદોષથી થયેલો જણાય છે.

ઉત્તર અબળા આપી શકે નહિ, દૃષ્ટિ ભૂમિપર ઢાળી. વનિતા૦ ૨
માત પિતા ને પતિકેરી મરજાદા, મૂકી માનની પરજાળી. વનિતા૦ ૩
ચાલતો ચંદ્ર આકાશે થંભ્યો, થંભ્યાં જમુનાં કાળી. વનિતા૦ ૪
અબળા બળ કેટલું કહિયે અમો, આવ્યાં માન ગર્વ ગાળી. વનિતા૦ ૫
જન નરભેરામના સ્વામી તજશો મા, મારીશું પેટમાં પાળી.વનિતા૦ ૬

## પદ ૧૧ મું.

કનૈયા કીકી તારી તો કામણગારી. ટેક.
કીકી તમારીએ કામણ કીધું, દૃષ્ટિ ફરે ન્યારી ન્યારી હો. કનૈયા૦ ૧
સંસારી વાતની રૂચિ ન આવે, તારા નામ રૂપ બળપર વારી હો. „ ૨
દાહી દાહીને મુજ મન વશ કીધું, દાખી ભજન અગન ચીણગારી હો. „ ૩
ચિત્ત મારૂં તમ ચરણકમળમાં, રહી સંસારથી હારી હો. „ ૪
જન નરભા ગુરૂચરણપ્રતાપે, લેજે રામનું નામ ઉચારી હો. „ ૫

## પદ ૧૨ મું.

મોહન મને લાગ્યો હો, તારો નેડો. ટેક.
પ્રાણ જશે પુરૂષોત્તમ મારા, તોય નહિ મૂકું કેડો. મોહન૦ ૧
ત્યાગ કર્યાથી ત્રિકમ ન તજું, જેવો જળ મીનને હેડો. મોહન૦ ૨
ચકોર જીવે ચંદ્રની અમીએ, એ રીતે અમૃત રેડો. મોહન૦ ૩

---

૩ મૂકી ઇ૦—મરજાદાને માનનીએ પરજાળી મૂકી, એ અન્વય. પદ ૧૧—૨ વારી—વારીજાઉં. ૩ દાહી ઇ૦—ભજનરૂપી અગનની ચિણગારીવડે દાહી દાહીને ( બાળી બાળીને ) મારૂં મન વશ કીધું. " દાઝી દાઝીને મુજમન વશ કીધું, દાખી ભજન અગનની ગારી" એ પાઠ અશુદ્ધ જણાય છે. પદ ૧૨—૨ ન તજું —'નતશુ" પાઠ બરોબર નથી.

જન નરભેરામના સ્વામી કહું છું, રાસ રમવાને તેડો. મોહન૦ ૪

## પદ ૧૩ મું.

અબળાને અલબેલે હો, લીધી છે સરશી;
પ્રેમસમુદ્રમાં ખેલે હો, લીધી છે સરશી. અબળા૦ ટેક. ૧
પૂરણ પ્રીત પ્રેમદાતણી ભાળી,
અમી કૃષ્ણની આંખમાં વરસી. અબળાને૦ ૨
અબળા આભરણ સજ કરાવ્યાં,
એક એકને દરશી હો. અબળાને૦ ૩
અત્તર ચંદન લેપન કીધાં,
નરભેરામના સ્વામી સ્પર્શી હો. અબળાને૦ ૪

## પદ ૧૪ મું.

## શૃંગારનું પદ.

શૃંગાર ધર્યો કાહાને કેવો હો, ત્રિલોક મોહ પામે. ટેક. ૧
મસ્તક મુકુટ ને કુંડળ કાને, દખીને વેદના વામે હો. ત્રિલોક૦ ૨
કટિ કંદોરો પાયે નુપૂર, હરિરૂપ જોઈ રંગ જામે હો. „ ૩
કહે નરભેરામ ગુરૂપ્રતાપે, રસ ઠરે પ્રેમીને ખામે હો. „ ૪

## પદ ૧૫ મું.

શૃંગાર શકું નહિ વરણી હો, શેષ રહે હારી. ટેક.
કાનજીકેરી બેલડીએ હો, વૃષભાનદુલારી. શૃંગાર૦ ૧
મસ્તકવેણી તે વાસુકિ શોભે, પૂંઠે ગોફણો રહ્યો ઘમકારી. „ ૨

---

પદ ૧૪-૪ ખામે—ઠેકાણે. જેમ "પાણી ખામે પડ્યાં." પદ ૧૫—૧ વૃષભાનદુલારી—રાધા.

ઝાલ ઝૂમણાં અતિ શોભે, ભાલ ચાંદલે દામણી સારી. શૃંગાર ૩
હેમનો ચૂડો હેમશૃંગાર ધરિયા, ચોળી ચીરની બુટ્ટી ન્યારી. ,, ૪
કેસર કસ્તુરી અત્તર કુંકુમ, આડ સરસ સમારી. ,, ૫
વંશીવટને ચોકે રાસ રચ્યો છે, એક એક કહાન એક નારી. ,, ૬
ગુરૂચરણપ્રતાપે કરીને, નરભા જો ધ્યાનમાં ધારી હો. ,, ૭

## પદ ૧૬ મું.

ફરે ફુદડી રાધા ને કહાન હો, ગીત ગાય;
ભામિની ભૂલી ગઇ ભાન હો, ગીત ગાય. ટેક.
ચરણકમળપર નુપૂર વાજે, ઠુમ ઠુમ ઠણણણ થાય;
તાલ પખાજ વીણાજંત્ર વાજે, મધુરે સ્વરે બંસરી બજાય હો. ગીતગાય૦ ૧
એક એકને ચરણે ઘુઘરી ગાજે, થેઇ થેઇ થનુનુનુ થાય;
ગગનમાં ઘણાં વૈમાન અટક્યાં, પ્રેમે વૃષ્ટિ પુષ્પની કરાય હો. ,, ૨
ચુંબન ગોપી કરે હરિને, ગોપી પ્રેમસમુદ્રમાં ના'ય;
ટેક છૂટે, ફૂલ મલિયાગરના—મે'ક ગગનમાં જાય હો. ,, ૩
ખટમાસની તો રજની કીધી, ગઈ શરદ ને કેશુ ફૂલાય;
કહે નરભેરામ ગુરૂપ્રતાપે, સુખ દેવેથી વરણ્યું ન જાય હો. ,, ૪

## પદ ૧૭ મું.

મેં તો ખેલ મચાચો છે કાન હો, ગોપી સુખ પામી;
વેદ વર્ણવે ગણી ભાગ્યવાન હો, ગોપી સુખ પામી. ટેક. ૧
કોટિ કામ તે લાજી રહ્યા અલગા, નહિ બીજો તમારો કોઈ દામી હો;
રંગની રેલ વળી રહી વ્રજમાં, રસ રહ્યો હૃદયામાં જામી હો. ગોપી૦ ૨

---

પદ ૧૬—૩ ટેક છૂટે—(ગોપીઓના). મે'ક—વાસ. ૪ કેશુ—કેસુડાં. ( વસંત આવવાથી ). સુખ દે૦—' શુકદેવથી' એવો પણ પાઠ હોઇ શકે. પદ ૧૭—૨. દામી— બરોબરીની.

વ્રજ વનિતાકેરા કોડને પૂર્યા, એવો જન નરભાનો સ્વામી હો. ગોપી૦ ૩

## પદ ૧૮ મું.

રાસમંડળ રચિયો જેણે હો, પૂરવા કોડ;
તે તો હરિ ડાકોરમાં છે તેણે, પૂરવા કોડ. ટેક. ૧
ચાણૂર મુષ્ટિકને જેણે માર્યા, મોડ્યા કંસતણા મરોડ હો. પૂરવા૦ ૨
તે હરિ ડાકોરમંદિરમાં જોજો, સ્વામી નરભાનો શ્રીરણછોડ હો. ,, ૩

## પદ ૧૯ મું.

ધુમ ધુમ ઘનુનુનુ ઘોર હો, નુપૂર વાજે;
પ્રીતિ જેવી ચંદ્ર ચકોર હો, કોટિ કામ લાજે. ટેક. ૧
રાધાકૃષ્ણનો રાસ સાંભળી, સૂકે વૃક્ષે થાય અંકોર હો. ધુમધુમ૦ ૨
રૂમઝુમ રૂમઝુમનો રાસ થાય છે, બાંધ્યો સ્નેહપ્રીતિનો દોર હો. ,, ૩
રાધિકામસ્તક ગોફણો ઘમકે, હરિમસ્તક મુકુટ ને મોર હો. ,, ૪
ભાલ તિલક લેલાવટે હરિને, રાધે ચાંદલો ચિત્તચોર હો. ,, ૫
ઘનશ્યામ શ્રીકૃષ્ણજીકેરૂં, ગોપી વીજલીક જોર હો. ,, ૬
મામા માર્યાનો પાર ન પામું, થયા અલોપ નંદકિશોર હો. ,, ૭
જન નરભે સ્વામી નવ દીઠા, કરે ગોપી સોરાસોર હો. ,, ૮

---

પદ ૧૮—૨ ચાણૂર મુષ્ટિક—એ નામના બે મલ્લ. પદ ૧૯—૨ અંકોર—અંકુર—ફણગા.

૫ લેલાવટે—લલાટે—કપાળે. ભાલ અને લલાટ, એકજ અર્થના બે શબ્દોમાંનો એક નિરૂપયોગી હોવાથી પુનરૂક્તિ દેખાય છે, પણ એમાંના એકનો સંબંધ રાધા સાથે લગાવવાથી તે દોષ રહેતો નથી.

૬ શ્રીકૃષ્ણજીકેરૂં—( રૂપ, અધ્યાહાર ). ૮ કરે ઇ૦—" પડી ગોપી આવે જો મળો હો " એવો પાઠ લેખકપ્રમાદથી થયેલો લાગે છે.

## પદ ૨૦ મું.

નયણે ન દીઠા નાથ હો, ગોપી વિમાસે;
અકળાયો અતિશય સાથ હો, નવ દીઠા પાસે. ટેક. ૧
અરાપરા ખોળ્યા ઘણા ગોપીએ, પછે ભૂમિ પછાડે હાથ હો. ,, ૨
એ સુખ સારૂ હરિશરણે આવ્યાં, હાં હાં મૂકીને માત તાત હો. ,, ૩
અમને મૂકી હરિ રહ્યા અળગા, કર્યો એ તો મહાઉતપાત હો. ,, ૪
નરભેરામના સ્વામી આવો, કરીએ ગુહ્યની વાત હો. ,, ૫

## પદ ૨૧ મું.

અમૃત પાઇને રહ્યા ન્યારા, ગુણવંત ઘટે નહિ;
લેખ લલાટે વિધાત્રીએ લખિયો, તે તો મટ્યો કેમે મટે નહિ. ટેક ૧
વિધાત્રી મળે તો વઢું તે સાથે, આવા લેખકોને ઘટે નહિ. ગુણ૦ ૨
શ્યામળિયાજી સુધારસ પાઓ, વે'લા આવો વેણ વટે નહિ. ,, ૩
તમ વિના ક્ષણ રહી શકું નહિ, ભક્તિ વો'રી છે શિર સટે નહિ ! ,, ૪
જન નરભેરામના સ્વામી આવો, તમ વિના સંકટ કટે નહિ. ,, ૫

## પદ ૨૨ મું.

આવો આવોને શ્રી જદુરાય, સ્વામી શું કરીએ. ટેક.
સરોવર બીજાં સાગર સરખાં, બપૈયો બુંદ આવતી ચા'ય;

---

૨૦–૨ અરાપરા—અહીં તહીં. ૨૧—૧ ન્યારા—"પ્યારા" એવો પાઠ સુઘટિત નથી લાગતો. મટ્યો—મટાડ્યો. ૨. આવા લે૦—આવા લેખ ( લખવા ) કોઇને ઘટે નહિ. ' ખટે' પાઠ અશુદ્ધ જણાય છે.

૩ વટે—વીતે. અર્થાત્ ચૂકે. ૪ ભક્તિ વો૦—તમારી ભક્તિ શિરસાટે નથી વોહોરી શું ? આ પદમાં ' નહિ ' ને ઠામે સઘળે ' ની ' અક્ષર છે.

કાયાને છાયા જેવી રીતે વળગી, તે તો અળગી કરી ન જાય હો. સ્વામી૦ ૧
જળથકી જ્યારે મીન રહે અળગું, પ્રાણ તત્ક્ષણ તો જાય;
નાગરવેલનું થડ રે' લીલું, પાન ત્યાં સુધી ન સૂકાય હો. સ્વામી૦ ૨
એણી રીતે રહ્યા પ્રાણ અમારા, તમે નામ ધરાવ્યું સુખદાય;
જન નરભેરામના સ્વામી આવો, લળી લળીને લાગું પાય હો. સ્વામી૦ ૩

## પદ ૨૩ મું.

કૃષ્ણ ન દીઠા નયણે હો, અચરજ પામી;
રાધાજી લીધાં છે સંગે હો, શું અચરજ પામી. ટેક.
આંખડી અમૃતદષ્ટિ રસાળી, વેદ ન પામે પાર;
એવા કૃષ્ણજી મૂકી ગયા છે, મારા પ્રાણતણા આધાર હો. અચરજ૦ ૧
પૂછું તુલસી વૃંદાજી તમને, પૂછુ છું વડ કેળ;
ગુણવંત ગરૂઓ કો' કુણે દીઠા, નંદના નંદનને મે'લ હો. અચરજ૦ ૨
જેમ પારધી તપ કરે છે, મોહ પામે અજાણ;
ત્યમ ધૂતારે આધાં કરીને, ઘર ઘાલ્યાં નિરવાણ હો. અચરજ૦ ૩
મત કરો હવે શ્રીકૃષ્ણજીકેરી, જે કરી શ્રી રણછોડ;
જન નરભેરામનો સ્વામી મળશે, ત્યારે પો'ચશે મનના કોડ હો. અચરજ૦ ૪

---

પદ ૨૨–૧ બપૈયો ઇ૦–પણ બપૈયો (ચાતક) તો મેઘના તરફથી આવતા બુંદને ચાહાય છે. આ કડીમાં "બીજા" ને ઠામે "બીજું" એવો પાઠ છે તે લેખકપ્રમાદથી થયેલો જણાય છે.

પદ ૨૩–૧ રસાળી—'રસાળી' પાઠ અશુદ્ધ છે. ૨ પૂછું છું ઈ૦–હે વડ અને કેળ તમને પૂછું છું અથવા હે વડ–વડી કેળ તને પૂછું છું. "હડકલ" એવો પાઠ અશુદ્ધ જણાય છે. ગરૂઓ–ગરવો ( કૃષ્ણ ). ૩ અજાણ—( પશુ પક્ષી વગેરે ). ૪ મત ઇ૦—હવે શ્રીકૃષ્ણની મત ( મતિ ) કરો અર્થાત જે પ્રમાણે શ્રીકૃષ્ણે રાસક્રીડા કરી છે તે પ્રમાણે આપણે કરો.

## પદ ૨૪ મું.

એક કૃષ્ણ બની એક નારી હો, કંસને રોળ્યો;
અંબર ધર્યું નિરધારી હો, ગોવરધન તોળ્યો! ટેક. ૧
એક માશીપૂતના થઈ આવી, મારવા શ્રીગિરિધારી;
તે લીલા ગોપીજન કરેછે, બીજી કૃષ્ણ થઇને તેને મારી હો. કંસને૦ ૨
તૃણાવર્ત્ત શકટાસુર બણિયા, કૃષ્ણચરિત્ર છે ભારી;
રમત કરેછે કૃષ્ણજીકેરી, હરિચરણ નાખ્યો વિડારી હો. કંસને૦ ૩
અગાસુર બગાસુર ધેનુક, હરિજીએ આણ્યા અંત;
તે લીલા ગોપી રચે કેવી, હરજીનાં ચરિત્ર અનંત હો. કંસને૦ ૪
વળી પગલાં તો ઓળખે હરિનાં, ધ્વજ ચક્ર પદ્મ એંધાણ;
ભૂમિ ઉપર એવાં ઘણાં શોધે, જેનાં વેદ કરેછે વખાણ હો. કંસને૦ ૫
શોધતાં ખોળતાં આવ્યાં આઘેરાં, દીઠાં રાધે નિરધાર;
જન નરભેરામનો સ્વામી ક્યાં ગયા, એકલાં દીસોછો બાહાર હો. કંસને૦ ૬

## પદ ૨૫ મું.

રાધે કહે સુણિયે નારી હો, ન દેશો ગાળ;
ગર્વ થયો મને ભારી હો, મૂકી ગયા ગોપાળ. ટેક. ૧
કહ્યું થાકી હું હરિ ખંધ ચઢાવો, હા કહી હરિએ વિચારી;
બ્રહ્મા ભવને સામા જઇ બેઠા, પલાંઠી પદ્માસન મારી હો. ન દેશો૦ ૨

---

પદ ૨૪—૧ અંબર દ૦—હાથ ઉપર અંબર ( વસ્ત્ર ) ધરીને એમ માન્યું કે અમે શ્રીકૃષ્ણની પેઠે ગોવર્ધન પર્વત ઉપાડયો છે! " ચંબર " પાઠ અશુદ્ધ છે. ૩ ચરણ—ચરણવડે ( શકટાસુરને ).

પદ ૨૫–૨ બ્રહ્મા ઇ૦—કૃષ્ણ હવે રાધાને ઉંચકીને ચાલે છે કે કેમ તે કૌતુક જોવાને બ્રહ્મા પોતાના ભવનમાં જઇને પદ્માસન પલાંઠી મારીને—અર્થાત્ ધ્યાન ધરીને બેઠા.

બાંધી પરિકર તત્પર થઇ, તે સાંભળો વ્રજની નારી;
નયણે ન દીઠા ને રહી હું રણમાં, તે વેળાની હારી હો. ન દેશો૦ ૩
તાળી ગોપિકા પરસ્પર દીધી, જે કોઇ વ્રજની નારી;
હવે હરિને સહુ મળી શોધો, થયાં સરખાં રીસ ઉતારી હો. ન દેશો૦ ૪
રાસમંડળઠામ ફરીથી આવ્યાં, શોધતાં વિરામ પામી;
ધ્યાન ધર્યું હવે થાકી થાકીને, મળશે નરભાનો સ્વામી. ન દેશો૦ ૫

## પદ ૨૬ મું.

શોભી રહ્યું છે જમના તીર હો, ત્યાં રાધિકા આવી;
કરી મંડળી જમનાં તીર હો, હૃદેમાં ભાવી. ટેક. ૧
પંકજઆકારે મંડળી કીધી, ધર્યું ધ્યાન થઇને સ્થિર હો. ત્યાં૦ ૨
ઉપાય અબળાનો એકે ન ચાલ્યો, પછે ન રહી ધારણા ધીર હો. ત્યાં૦ ૩
નિર્બળ નારી શોક પામી, વહ્યાં નેત્રમાં નીર હો. ત્યાં૦ ૪
ભક્તનું રૂદન સહી શકયું નહિ, માટે નામ ધર્યું જદુવીર હો. ત્યાં૦ ૫
જન નરભેરામનો સ્વામી આવ્યા, જાણે ભળી સાકરમાં ખીર હો. ત્યાં૦ ૬

## પદ ૨૭ મું.

કૃપા કૃષ્ણ કરીને હો, આવ્યા મંડળી માંય;
ગોપીને મન ભાવ્યા હો, ગ્રહી છે બાંય. ટેક. ૧

---

૩ પરિકર બાંધી—કેડ બાંધી. નયણે ૦—રાધાને એક ઝાડની ડાળે વળગાડીને અંતર્ધાન થઇ ગયા, એવી કથા છે. થાકી થાકીને—"થેઇ થેઇને" એ પાઠ સુઘટિત નથી.

૨૬—૨ પંકજઆકારે—કમળના આકાર જેવી. ૪ શોક—"સોકો" એવો પણ પાઠ છે. ૫ સહી શકયું નહિ—સહી શકાયું નહિ. નામ ધર્યું—અર્થાત છતા થયા—પ્રકટ થયા. ૬ ખીર—ક્ષીર—દૂધ. ક્ષીરમાં સાકર ભળી, એમ જોઇએ.

## પદ ૨૪ મું.

એક કૃષ્ણ બની એક નારી હો, કંસને રોળ્યો;
અંબર ધર્યું નિરધારી હો, ગોવરધન તોળ્યો! ટેક. ૧
એક માશીપૂતના થઈ આવી, મારવા શ્રીગિરિધારી;
તે લીલા ગોપીજન કરેછે, બીજી કૃષ્ણ થઇને તેને મારી હો. કંસને૦ ૨
તૃણાવર્ત્ત શકટાસુર બણિયા, કૃષ્ણચરિત્ર છે ભારી;
રમત કરેછે કૃષ્ણજીકેરી, હરિચરણ નાખ્યો વિડારી હો. કંસને૦ ૩
અગાસુર બગાસુર ધેનુક, હરિજીએ આણ્યા અંત;
તે લીલા ગોપી રચે કેવી, હરજીનાં ચરિત્ર અનંત હો. કંસને૦ ૪
વળી પગલાં તો ઓળખે હરિનાં, ધ્વજ ચક્ર પદ્મ એંધાણ;
ભૂમિ ઉપર એવાં ઘણાં શોધે, જેનાં વેદ કરેછે વખાણ હો. કંસને૦ ૫
શોધતાં ખોળતાં આવ્યાં આઘેરાં, દીઠાં રાધે નિરધાર;
જન નરભેરામનો સ્વામી ક્યાં ગયા, એકલાં દીસોછો બાહાર હો. કંસને૦ ૬

## પદ ૨૫ મું.

રાધે કહે સુણિયે નારી હો, ન દેશો ગાળ;
ગર્વ થયો મને ભારી હો, મૂકી ગયા ગોપાળ. ટેક. ૧
કહ્યું થાકી હું હરિ ખાંધ ચઢાવો, હા કહી હરિએ વિચારી;
બ્રહ્મા ભવને સામા જઈ બેઠા, પલાંઠી પદ્માસન મારી હો. ન દેશો૦ ૨

---

પદ ૨૪—૧ અંબર ધ૦—હાથ ઉપર અંબર (વસ્ત્ર) ધરીને એમ માન્યું કે અમે શ્રીકૃષ્ણની પેઠે ગોવર્ધન પર્વત ઉપાડ્યો છે! "ચંબર" પાઠ અશુદ્ધ છે. ૩ ચરણ—ચરણવડે (શકટાસુરને).

પદ ૨૫–૨ બ્રહ્મા ભ૦—કૃષ્ણ હવે રાધાને ઉંચકીને ચાલે છે કે કેમ તે કૌતુક જોવાને બ્રહ્મા પોતાના ભવનમાં જઇને પદ્માસન પલાંઠી મારીને—અર્થાત્ ધ્યાન ધરીને બેઠા.

બાંધી પરિકર તત્પર થઇ, તે સાંભળો વ્રજની નારી;
નયણે ન દીઠા ને રહી હું રણમાં, તે વેળાની હારી હો. ન દેશો૦ ૩
તાળી ગોપિકા પરસ્પર દીધી, જે કોઇ વ્રજની નારી;
હવે હરિને સહુ મળી શોધો, થયાં સરખાં રીસ ઉતારી હો. ન દેશો૦ ૪
રાસમંડળઠામ ફરીથી આવ્યાં, શોધતાં વિરામ પામી;
ધ્યાન ધર્યું હવે થાકી થાકીને, મળશે નરભાનો સ્વામી. ન દેશો૦ ૫

## પદ ૨૬ મું.

શોભી રહ્યું છે જમના તીર હો, ત્યાં રાધિકા આવી;
કરી મંડળી જમનાં તીર હો, હૃદેમાં ભાવી. ટેક. ૧
પંકજઆકારે મંડળી કીધી, ધર્યું ધ્યાન થઇને સ્થિર હો. ત્યાં૦ ૨
ઊપાય અબળાનો એકે ન ચાલ્યો, પછે ન રહી ધારણા ધીર હો. ત્યાં૦ ૩
નિર્બળ નારી શોક પામી, વહ્યાં નેત્રમાં નીર હો. ત્યાં૦ ૪
ભક્તનું રૂદન સહી શક્યું નહિ, માટે નામ ધર્યું જદુવીર હો. ત્યાં૦ ૫
જન નરભેરામનો સ્વામી આવ્યા, જાણે ભળી સાકરમાં ખીર હો. ત્યાં૦ ૬

## પદ ૨૭ મું.

કૃપા કૃષ્ણ કરીને હો, આવ્યા મંડળી માંય;
ગોપીને મન ભાવ્યા હો, ગ્રહી છે બાંય. ટેક. ૧

---

૩ પરિકર બાંધી—કેડ બાંધી. નયણે ન૦—રાધાને એક ઝાડની ડાળે વળગાડીને અંતર્ધાન થઇ ગયા, એવી કથા છે. થાકી થાકીને—"થેઇ થેઇને" એ પાઠ સુઘટિત નથી.

૨૬—૨ પંકજઆકારે—કમળના આકાર જેવી. ૪ શોક—"સોકો" એવો પણ પાઠ છે. ૫ સહી શક્યું નહિ—સહી શકાયું નહિ. નામ ધર્યું—અર્થાત્ છતા થયા—પ્રકટ થયા. ૬ ખીર—ક્ષીર—દૂધ. ક્ષીરમાં સાકર ભળી, એમ જોઇએ.

## પદ ૨૪ મું.

એક કૃષ્ણ બની એક નારી હો, કંસને રોળ્યો;
અંબર ધર્યું નિરધારી હો, ગોવરધન તોળ્યો! ટેક. ૧
એક મારીપૂતના થઈ આવી, મારવા શ્રીગિરિધારી;
તે લીલા ગોપીજન કરેછે, બીજી કૃષ્ણ થઇને તેને મારી હો. કંસને૦ ૨
તૃણાવર્ત્ત શકટાસુર બણિયા, કૃષ્ણચરિત્ર છે ભારી;
રમત કરેછે કૃષ્ણજીકેરી, હરિચરણ નાખ્યો વિડારી હો. કંસને૦ ૩
અગાસુર બગાસુર ધેનુક, હરિજીએ આણ્યા અંત;
તે લીલા ગોપી રચે કેવી, હરજીનાં ચરિત્ર અનંત હો. કંસને૦ ૪
વળી પગલાં તો ઓળખે હરિનાં, ધ્વજ ચક્ર પદ્મ એંધાણ;
ભૂમિ ઉપર એવાં ઘણાં શોધે, જેનાં વેદ કરેછે વખાણ હો. કંસને૦ ૫
શોધતાં ખોળતાં આવ્યાં આઘેરાં, દીઠાં રાધે નિરધાર;
જન નરભેરામનો સ્વામી ક્યાં ગયા, એકલાં દીસોછો બાહાર હો. કંસને૦ ૬

## પદ ૨૫ મું.

રાધે કહે સુણિયે નારી હો, ન દેશો ગાળ;
ગર્વ થયો મને ભારી હો, મૂકી ગયા ગોપાળ. ટેક. ૧
કહ્યું થાકી હું હરિ ખંધ ચઢાવો, હા કહો હરિએ વિચારી;
બ્રહ્મા ભવને સામા જઇ બેઠા, પલાંઠી પદ્માસન મારી હો. ન દેશો૦ ૨

---

પદ ૨૪—૧ અંબર ઇ૦—હાથ ઉપર અંબર ( વસ્ત્ર ) ધરીને એમ માન્યું કે અમે શ્રીકૃષ્ણની પેઠે ગોવર્ધન પર્વત ઉપાડ્યો છે! "ચંબર" પાઠ અશુદ્ધ છે. ૩ ચરણ—ચરણવડે ( શકટાસુરને ).

પદ ૨૫–૨ બ્રહ્મા ઇ૦—કૃષ્ણ હવે રાધાને ઉંચકીને ચાલે છે કે કેમ તે કૌતુક જોવાને બ્રહ્મા પોતાના ભવનમાં જઇને પદ્માસન પલાંઠી મારીને—અર્થાત્ ધ્યાન ધરીને બેઠા.

બાંધી પરિકર તત્પર થઇ, તે સાંભળો વ્રજની નારી;
નયણે ન દીઠા ને રહી હું રણમાં, તે વેળાની હારી હો. ન દેશો૦ ૩
તાળી ગોપિકા પરસ્પર દીધી, જે કોઇ વ્રજની નારી;
હવે હરિને સહુ મળી શોધો, થયાં સરખાં રીસ ઉતારી હો. ન દેશો૦ ૪
રાસમંડળઠામ ફરીથી આવ્યાં, શોધતાં વિરામ પામી;
ધ્યાન ધર્યું હવે થાકી થાકીને, મળશે નરભાનો સ્વામી. ન દેશો૦ ૫

## પદ ૨૬ સું.

શોભી રહ્યું છે જમના તીર હો, ત્યાં રાધિકા આવી;
કરી મંડળી જમનાં તીર હો, હૃદેમાં ભાવી. ટેક. ૧
પંકજઆકારે મંડળી કીધી, ધર્યું ધ્યાન થઇને સ્થિર હો. ત્યાં૦ ૨
ઊપાય અબળાનો એકે ન ચાલ્યો, પછે ન રહી ધારણા ધીર હો. ત્યાં૦ ૩
નિર્બળ નારી શોક પામી, વહ્યાં નેત્રમાં નીર હો. ત્યાં૦ ૪
ભક્તનું રૂદન સહી શક્યું નહિ, માટે નામ ધર્યું જદુવીર હો. ત્યાં૦ ૫
જન નરભેરામનો સ્વામી આવ્યા, જાણે ભળી સાકરમાં ખીર હો. ત્યાં૦ ૬

## પદ ૨૭ સું.

કૃપા કૃષ્ણ કરીને હો, આવ્યા મંડળી માંય;
ગોપીને મન ભાવ્યા હો, ગ્રહી છે બાંય. ટેક. ૧

---

૩ પરિકર બાંધી—કેડ બાંધી. નયણે દી૦—રાધાને એક ઝાડની ડાળે વળગાડીને અંતર્ધાન થઇ ગયા, એવી કથા છે. થાકી થાકીને—"થેઇ થેઇને" એ પાઠ સુઘટિત નથી.

૨૬—૨ પંકજઆકારે—કમળના આકાર જેવી. ૪ શોક—"સૌકો" એવો પણ પાઠ છે. ૫ સહી શક્યું નહિ—સહી શકાયું નહિ. નામ ધર્યું—અર્થાત્ છતા થયા—પ્રકટ થયા. ૬ ખીર—ક્ષીર—દૂધ. ક્ષીરમાં સાકર ભળી, એમ જોઇએ.

કોઇ કામિનીએ છેડલો ઝાલ્યો, એમાં સંશય ધરો નહિ કાંય;
કોઇ પીતાંબર કોઇ વાંસળી, હવે કૃષ્ણજી જાઓ છો ક્યાંય હો. ગ્રહી૦૨
રાસ રમાડોને કૃષ્ણજી અમને, રૂડી વંસીવટની છાંય;
જન નરભેરામના સ્વામી હો, રે'જો હૃદયકમળની માંય હો. ,,

## પદ ૨૮ મું.

તંબોળને માગે હો, તારૂણી જીતી;
હરિને પાયે લાગે હો, જોડી છે પ્રીતિ. ટેક.
રામાને રણમાં મૂકી ગયા, તે તો કરી છે અનીતિ;
દુઃખ દેવું પર જીવને વા'લા, તે ન હોય મોટાની રીતિ હો. તારૂણી૦
અંતરધ્યાન રખે થાઓ વા'લા, રામા રાખે હૃદયામાં ભીતિ;
રાસ રમાડો નરભાતણા સ્વામી, બોલે છે બાળ બી'તી બી'તી હો. ,,

## પદ ૨૯ મું.

રાસ રમવા ચાલ્યા ગિરિધારી હો, રામાની સાથે;
એક એકને ભેટ્યા મુરારિ હો, ગ્રહીને હાથોહાથે. ટેક.
આંખ મીંચામણી કૃષ્ણજી રમિયા, તે તો શરદપૂનમની રાતે;
કહે નરભેરામ ગુરૂપ્રતાપે, રાસ રચ્યો શ્રીનાથે હો. રામા૦

## પદ ૩૦ મું.

રાસ રચ્યો છે શ્રીવનમાળી હો, વૃંદાવનની માંય;
એક એકની સાથે લે તાળી હો, વંસીવટની છાંય. ટેક.
રમતી થાકે ગોપિકા જ્યારે, ઝાલે કૃષ્ણજીકેરી બાંય. વૃંદાવન૦

---

૨૮—૧ તારૂણી—તારૂણીને. ૨ તે તો—"તાત"વાળો પાઠ અશુદ્ધ છે. ૩ ભીતિ—"ભીજી" એવો પાઠ લેખનપ્રમાદથી થયેલો લાગે છે.

તે હરિ ડાકોરમંદિર જો જો, સંશય ધરો નહિ કાંય. ,, ૩
કહે નરભેરામ ગુરૂપ્રતાપે, રાખો ચરણકમળની છાંય હો. ,, ૪

---

# गजेंद्रमोक्ष.

## પદ ૧ લું.

### રાગ ધોળ.

મારે મંદિરે પધારોને માવજી. એ દેશી.

શુકદેવ પરીક્ષિતને કહે, ગજેંદ્રમોક્ષકેરી વાત;
રાજા પ્રીત ધરી સાંભળે, જોડી સનમુખ હાથ. ટેક. ૧
ત્રિકૂટાચળ પર્વત એક છે, ક્ષીરસાગર શોભિત જ્યાંય;
ત્રણ શિખર શોભિત હેમનાં, દેવકેરી રમણભૂમિ ત્યાંય. શુક૦ ૨
શત જોજન સરોવર એક છે, હીરા રત્ન ઝવેર ને હેમ;
આરા રમણિય પગથિયાં છે, તેની ઘણી શોભા થઇ ત્યાં એમ. શુક૦ ૩
માંહી કમળ ખીલ્યાં હેમનાં, સહસ્ર પાંખડીની શોભાય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, નરભેરામ જશ ગાય. શુક૦ ૪

## પદ ૨ જું.

બહુ વિધનાં પંખી ત્યાં બોલતાં, હંસ સારસ ચાતક ચકોર;
ચકવા ચકવી તે કલોલે બોલતાં, વળી મેના પોપટ ને મોર. ટેક. ૧
પૂરા પ્રેમથી બપૈયા બોલતા, કમળમાં ભ્રમર ગુંજાય;
શબ્દઘોષ ગગનમાં સાંચરે, શોભા મુખથી વરણી ન જાય. બહુ૦ ૨

---

૧—૧ પ્રીત—" રીત " એવો પાઠ છે. ૨—૧ ચકવાચકવી—'ચક્રવાકવી' પાઠ અશુદ્ધ છે.

કદલીફળભારે લળી રહી, ચારોળી ખજૂરી દ્રાખ;
જાયફળ રામફળ ત્યાં ઘણાં, દાડમ ને આંબલી સાખ. બહુ૦ ૩
પ્રાણી પંખી ને દેવ આનંદમાં, જળ ફળથી સંતુષ્ટ થાય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. બહુ૦ ૪

## પદ ૩ જું.

ડમરા મોગરા મરવા ઘણા, કેવડા ને ચંપાના છોડ;
મેરૂ ગગન પ્રમાણે સંચરે, તેણે પોંચે મનોરથ કોડ. ટેક. ૧
જાઇ જુઇ ગુલાબ ને કેતકી, બોરસળી કદંબનાં ઝાડ;
વેલ ચમેલીની ફૂલી ઘણી, એમ ફૂલી છે ભાર અઢાર. ડમરા૦ ૨
એ તો શોભા કહી સંકેતમાં, જેમ સાયર ચાંચ ભરાય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. ડમરા૦ ૩

## પદ ૪ થું.

એવું વિશાળ વન અતિ ઘણું, સંખ્યા કે'તાં નાવે પાર;
ગજ તે વન માંય વિરાજતો, સહસ્ત્ર હાથણી ભરતાર. ટેક. ૧
લક્ષ હસ્તિતણું જોર તેહમાં, એવો મદગળ મચ્છરાળ;
જળક્રીડા કરવાને આવિયો, સાથે સહસ્ત્ર પોતાની નાર. એવું૦ ૨
સરોવર વિષે પેશિયાં, શત જોજન સરોવરતીર;

---

૩—૧ મરવા—એક જાતનો સુગંધી છોડ. ગગન પ્રમાણે—જેટલે સુધી આકાશ છે તેટલામાં.

૩ સંકેતમાં—ઇસારામાં. અર્થાત્ સંક્ષેપમાં. દૃષ્ટાંત આપે છે: સાયર ઇ૦. સાયર—સાગર. ૪—૨ મદગળ—જેના કુંભસ્થળમાંથી મદ ગળે છે એવો.

એક એકને આલિંગન ઘણું, એક એકને છાંટે નીર. એવું૦ ૩
કમળતણા પ્રહાર એક એકને, સુખ જીભે કહ્યું નવ જાય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. એવું૦ ૪

## પદ ૫ મું.

ગજચરણ ગ્રાહે ગ્રહણ કર્યો, આવ્યો હસ્તિનો આરો જ્યાંય;
પછે ઝૂડે જોર કરિયું ઘણું, ગયો મધ્ય સરોવર માંય. ટેક. ૧
હાથણીઓ બાઝી સહી હાથીને, આણ્યો જ્યાં છે આરાનો ઠામ;
ઝૂડે જોર કર્યું તે ગયું મધ્યમાં, એમ સહસ્ર વર્ષ સંગ્રામ. ગજ૦ ૨
નારી કળે કરીને લાવી બાંરણે, વળી ઝૂડે કર્યું મહાજોર;
મધ્ય જળ વિષે તે લેઇ ગયો, પછે તૂટ્યા બંધ અંકોર. ગજ૦ ૩
ભાગ્યું બળ ને અંગ શિથિલ થયું, બહુ ભેળું થયું ભૂખ ને દુઃખ;
નારી રૂદન આરે રહી કરે, મારા સ્વામીને કરો હરિ સુખ. ગજ૦ ૪
હવે ઓથ મારે કોની નથી, એક હરિ તમારી છે સા'ય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. ગજ૦ ૫

## પદ ૬ ઠું.

સ્તુતિ કરેછે ગજ શ્રીકૃષ્ણની, મારી સા'ય કરો જગદીશ;
આશ મુજને કોનીએ નથી, ચરણકમળ નમાવે શીશ. ટેક ૧
પંચ ઇંદ્રિયમાં પ્રગટ છે, પંચ તત્વ ત્યાં પ્રકાશ;

---

૪ સુખ જીભે—"સુખજીજે" એ પાઠ લેખકદોષથી થયેલો છે. પદ ૫—૧ ગ્રાહ—ઝૂડ નામે જળચર પ્રાણી. ૨ ગયું—હાથી સહિત ઝૂડ. ૪ ભાગ્યું ઇ૦—"ભાગું જળને શિથળ થયું" એવો પાઠ બરાબર નથી.

કદલીફળભારે લળી રહી, ચારોળી ખજૂરી દ્રાખ;
જાયફળ રામફળ ત્યાં ઘણાં, દાડમ ને આંબલી સાખ. બહુ૦ ૩
પ્રાણી પંખી ને દેવ આનંદમાં, જળ ફળથી સંતુષ્ટ થાય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. બહુ૦ ૪

## પદ ૩ જું.

ડમરા મોગરા મરવા ઘણા, કેવડા ને ચંપાના છોડ;
મેરૂ ગગન પ્રમાણે સંચરે, તેણે પોંચે મનોરથ કોડ. ટેક. ૧
જાઇ જુઇ ગુલાબ ને કેતકી, બોરસળી કદંબનાં ઝાડ;
વેલ ચમેલીની ફૂલી ઘણી, એમ ફૂલી છે ભાર અઢાર. ડમરા૦ ૨
એ તો શોભા કહી સંકેતમાં, જેમ સાયર ચાંચ ભરાય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. ડમરા૦ ૩

## પદ ૪ થું.

એવું વિશાળ વન અતિ ઘણું, સંખ્યા કે'તાં નાવે પાર;
ગજ તે વન માંય વિરાજતો, સહસ્ર હાથણી ભરતાર. ટેક. ૧
લક્ષ હસ્તિતણું જોર તેહમાં, એવો મદગળ મચ્છરાળ;
જળક્રીડા કરવાને આવિયો, સાથે સહસ્ર પોતાની નાર. એવું૦ ૨
સરોવર વિષે પેશિયાં, શત જોજન સરોવરતીર;

---

૩—૧ મરવા—એક જાતનો સુગંધી છોડ. ગગન પ્રમાણે—જેટલે સુધી આકાશ છે તેટલામાં.

૩ સંકેતમાં—ઇસારામાં. અર્થાત્ સંક્ષેપમાં. દૃષ્ટાંત આપે છેઃ સાયર ઇ૦. સાયર—સાગર. ૪—૨ મદગળ—જેના કુંભસ્થળમાંથી મદ ગળે છે એવો.

એક એકને આલિંગન ઘણું, એક એકને છાંટે નીર. એવું૦ ૩
કમળતણા પ્રહાર એક એકને, સુખ જીભે કહ્યું નવ જાય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. એવું૦ ૪

## પદ ૫ મું.

ગજચરણ ગ્રાહે ગ્રહણ કર્યો, આવ્યો હસ્તિનો આરો જયાંય;
પછે ઝૂડે જોર કરિયું ઘણું, ગયો મધ્ય સરોવર માંય. ટેક. ૧
હાથણીઓ બાઝી સહી હાથીને, આણ્યો જયાં છે આરાનો ઠામ;
ઝૂડે જોર કર્યું તે ગયું મધ્યમાં, એમ સહસ્ર વર્ષ સંગ્રામ. ગજ૦ ૨
નારી કળે કરીને લાવી બારણે, વળી ઝૂડે કર્યું મહાજોર;
મધ્ય જળ વિષે તે લેઇ ગયો, પછે ત્રૂટયા બંધ અંકોર. ગજ૦ ૩
ભાગ્યું બળ ને અંગ શિથિલ થયું, બહુ ભેળું થયું ભૂખ ને દુ:ખ;
નારી રૂદન આરે રહી કરે, મારા સ્વામીને કરો હરિ સુખ. ગજ૦ ૪
હવે ઓથ મારે કોની નથી, એક હરિ તમારી છે સાંય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. ગજ૦ ૫

## પદ ૬ ઠું.

સ્તુતિ કરેછે ગજ શ્રીકૃષ્ણની, મારી સાંય કરો જગદીશ;
આશ મુજને કોનીએ નથી, ચરણકમળ નમાવે શીશ. ટેક ૧
પંચ ઇંદ્રિયમાં પ્રગટ છે, પંચ તત્વ ત્યાં પ્રકાશ;

---

૪ સુખ જીભે—“ સુખજીજો ” એ પાઠ લેખકદોષથી થયેલો છે. પદ ૫—૧ ગ્રાહ—ઝૂડ નામે જળચર પ્રાણી. ૨ ગયું—હાથી સહિત ઝૂડ. ૪ ભાગ્યું બ૦—“ ભાગું જળને શિથળ થયું ” એવો પાઠ બરાબર નથી.

કદલીફળભારે લળી રહી, ચારોળી ખજૂરી દ્રાખ;
જાયફળ રામફળ ત્યાં ઘણાં, દાડમ ને આંબલી સાખ. બહુ૦ ૩
પ્રાણી પંખી ને દેવ આનંદમાં, જળ ફળથી સંતુષ્ટ થાય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. બહુ૦ ૪

## પદ ૩ જું.

ડમરા મોગરા મરવા ઘણા, કેવડા ને ચંપાના છોડ;
મે'ક ગગન પ્રમાણે સંચરે, તેણે પો'ચે મનોરથ કોડ. ટેક. ૧
જાઇ જુઇ ગુલાબ ને કેતકી, બોરસળી કદંબનાં ઝાડ;
વેલ ચમેલીની ફૂલી ઘણી, એમ ફૂલી છે ભાર અઢાર. ડમરા૦ ૨
એ તો શોભા કહી સંકેતમાં, જેમ સાયર ચાંચ ભરાય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. ડમરા૦ ૩

## પદ ૪ થું.

એવું વિશાળ વન અતિ ઘણું, સંખ્યા કે'તાં નાવે પાર;
ગજ તે વન માંય વિરાજતો, સહસ્ર હાથણી ભરતાર. ટેક. ૧
લક્ષ હસ્તિતણું જોર તેહમાં, એવો મદગળ મચ્છરાળ;
જળક્રીડા કરવાને આવિયો, સાથે સહસ્ર પોતાની નાર. એવું૦ ૨
સરોવર વિષે પેશિયાં, શત જોજન સરોવરતીર;

---

૩—૧ મરવા—એક જાતનો સુગંધી છોડ. ગગન પ્રમાણે—જેટલે સુધી આકાશ છે તેટલામાં.

૩ સંકેતમાં—ઇસારામાં. અર્થાત્ સંક્ષેપમાં. દૃષ્ટાંત આપે છેઃ સાયર ઇ૦. સાયર—સાગર. ૪—૨ મદગળ—જેના કુંભસ્થળમાંથી મદ ગળે છે એવો.

એક એકને આલિંગન ઘણું, એક એકને છાંટે નીર. એવું૦ ૩
કમળતણા મહાર એક એકને, સુખ જીભે કહ્યું નવ જાય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. એવું૦ ૪

## પદ ૫ મું.

ગજચરણ ગ્રાહે ગ્રહણ કર્યો, આવ્યો હસ્તિનો આરો જ્યાંય;
પછે ઝૂડે જોર કરિયું ઘણું, ગયો મધ્ય સરોવર માંય. ટેક. ૧
હાથણીઓ બાઝી સહી હાથીને, આણ્યો જ્યાં છે આરાનો ઠામ;
ઝૂડે જોર કર્યું તે ગયું મધ્યમાં, એમ સહસ્ર વર્ષ સંગ્રામ. ગજ૦ ૨
નારી કળે કરીને લાવી બારણે, વળી ઝૂડે કર્યું મહાજોર;
મધ્ય જળ વિષે તે લેઇ ગયો, પછે તૂટ્યા બંધ અંકોર. ગજ૦ ૩
ભાગ્યું બળ ને અંગ શિથિલ થયું, બહુ ભેળું થયું ભૂખ ને દુઃખ;
નારી રૂદન આરે રહી કરે, મારા સ્વામીને કરો હરિ સુખ. ગજ૦ ૪
હવે ઓથ મારે કોની નથી, એક હરિ તમારી છે સાંય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. ગજ૦ ૫

## પદ ૬ ઠું.

સ્તુતિ કરેછે ગજ શ્રીકૃષ્ણની, મારી સાંય કરો જગદીશ;
આશ મુજને કોનીએ નથી, ચરણકમળ નમાવે શીશ. ટેક ૧
પંચ ઇંદ્રિયમાં પ્રગટ છે, પંચ તત્વ ત્યાં પ્રકાશ;

---

૪ સુખ જીભે—"સુખજીજો" એ પાઠ લેખકદોષથી થયેલો છે. પદ ૫—૧ ગ્રાહ—ઝૂડ નામે જળચર પ્રાણી. ૨ ગયું—હાથી સહિત ઝૂડ. ૪ ભાગ્યું ઇ૦—"ભાગું જળને શિથળ થયું" એવો પાઠ બરાબર નથી.

કદલીફળભારે લળી રહી, ચારોળી ખજૂરી દ્રાખ;
જાયફળ રામફળ ત્યાં ઘણાં, દાડમ ને આંબલી સાખ. બહુ૦ ૩
પ્રાણી પંખી ને દેવ આનંદમાં, જળ ફળથી સંતુષ્ટ થાય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. બહુ૦ ૪

## પદ ૩ જું.

ડમરા મોગરા મરવા ઘણા, કેવડા ને ચંપાના છોડ;
એ'ક ગગન પ્રમાણે સંચરે, તેણે પો'ચે મનોરથ કોડ. ટેક. ૧
જાઇ જુઇ ગુલાબ ને કેતકી, બોરસળી કદંબનાં ઝાડ;
વેલ ચમેલીની ફૂલી ઘણી, એમ ફૂલી છે ભાર અઢાર. ડમરા૦ ૨
એ તો શોભા કહી સંકેતમાં, જેમ સાયર ચાંચ ભરાય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. ડમરા૦ ૩

## પદ ૪ થું.

એવું વિશાળ વન અતિ ઘણું, સંખ્યા કે'તાં નાવે પાર;
ગજ તે વન માંય વિરાજતો, સહસ્ર હાથણી ભરતાર. ટેક. ૧
લક્ષ હસ્તિતણું જોર તેહમાં, એવો મદગળ મચ્છરાળ;
જળક્રીડા કરવાને આવિયો, સાથે સહસ્ર પોતાની નાર. એવું૦ ૨
સરોવર વિષે પેશિયાં, શત જોજન સરોવરતીર;

---

૩—૧ મરવા—એક જાતનો સુગંધી છોડ. ગગન પ્રમાણે—જેટલે સુધી આકાશ છે તેટલામાં.

૩ સંકેતમાં—ઇસારામાં. અર્થાત્ સંક્ષેપમાં. દૃષ્ટાંત આપે છેઃ સાયર ઇ૦. સાયર—સાગર. ૪—૨ મદગળ—જેના કુંભસ્થળમાંથી મદ ગળે છે એવો.

એક એકને આલિંગન ઘણું, એક એકને છાંટે નીર. એવું૦ ૩
કમળતણા પ્રહાર એક એકને, સુખ જીભે કહ્યું નવ જાય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. એવું૦ ૪

## પદ ૫ મું.

ગજચરણ ગ્રાહે ગ્રહણ કર્યો, આવ્યો હસ્તિનો આરો જ્યાંય;
પછે ઝૂડે જોર કરિયું ઘણું, ગયો મધ્ય સરોવર માંય. ટેક. ૧
હાથણીઓ બાઝી સહી હાથીને, આણ્યો જ્યાં છે આરાનો ઠામ;
ઝૂડે જોર કર્યું તે ગયું મધ્યમાં, એમ સહસ્ર વર્ષ સંગ્રામ. ગજ૦ ૨
નારી કળે કરીને લાવી બારણે, વળી ઝૂડે કર્યું મહાજોર;
મધ્ય જળ વિષે તે લેઇ ગયો, પછે તૂટ્યા બંધ અંકોર. ગજ૦ ૩
ભાગ્યું બળ ને અંગ શિથિલ થયું, બહુ ભેળું થયું ભૂખ ને દુઃખ;
નારી રૂદન આરે રહી કરે, મારા સ્વામીને કરો હરિ સુખ. ગજ૦ ૪
હવે ઓથ મારે કોની નથી, એક હરિ તમારી છે સા'ય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. ગજ૦ ૫

## પદ ૬ ઠું.

સ્તુતિ કરેછે ગજ શ્રીકૃષ્ણની, મારી સા'ય કરો જગદીશ;
આશ મુજને કોનીએ નથી, ચરણકમળ નમાવે શીશ. ટેક ૧
પંચ ઇંદ્રિયમાં પ્રગટ છે, પંચ તત્વ ત્યાં પ્રકાશ;

---

૪ સુખ જીભે—"સુખજીજો" એ પાઠ લેખકદોષથી થયેલો છે. પદ ૫—૧ ગ્રાહ—ઝૂડ નામે જળચર પ્રાણી. ૨ ગયું—હાથી સહિત ઝૂડ. ૪ ભાગ્યું બ૦—"ભાગું જળને શિથળ થયું" એનો પાઠ બરાબર નથી.

તમ વિના ખાલી અણુએ નથી, ભરપૂર વશ્યા હરિ વાસ. સ્તુતિ૦ ૨
અઢાર અક્ષૌહિણી દળ જ્યારે વાટિયું, પંખીકેરી કરી'તી હરિ સા'ય;
એણી રીતે સાહ્ય કરો મારી, ગજ મીતે પોકારીને ગાય. સ્તુતિ૦ ૩
હવે કૃષ્ણજી છે કેવા રંગમાં, તેહતણી કહું શોભાય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. સ્તુતિ૦ ૪

## પદ ૭ મું.

રૂક્મિણી સાથે રમે સોગઠે, વૈકુંઠમાં વૈકુંઠનાથ;
શોભા તેતણી તો શી કહું, વર્ણવી શકું નહિ વાત. ટેક. ૧
જગતજનનીનો શણગાર શો કહું, શીશવેણી વાસુકિ સોય;
પૂઠ ગોફણી ધમધમ ગાજે, તેને કળી શકે નહિ કોય. રૂક્મિણી૦ ૨
આડ લલાટે ચોખા ચોઢિયા, વાળી નાસિકા લલકાયમાન;
ઝાલ ઝૂમણાં રત્નજડાવ છે, યુગ્મ તે દક્ષિણ વામ કાન. ,, ૩
કંઠ હાર છે વેલ ગુલાબના, હેમ ચૂડો ચોળી ને ચીર;
પાસા પરવાળીના ગ્રહ્યા હાથમાં, સામા બેઠા શ્રીજદુવીર. ,, ૪
પાયે કલ્લાં કાંબી નુપૂર છે, નાખ્યા પાસા ને દીધા દાય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. ,, ૫

---

પદ ૬—૨ પ્રગટ છે—( તમારૂં રૂપ ). પંચતત્વ ઇ૦—પૃથ્વી આદિક પાંચે તત્વોમાં તમારો સત્તારૂપ પ્રકાશ છે. અણુ—અણુ જેટલી જગા. હરિ—“ હારે ” પાઠ અશુદ્ધ છે. ૩ વાટિયું—( ભારતયુદ્ધમાં ). પંખીકેરી—( હાથીના ઘંટ નીચે ).

પદ ૭—૨. જગતજનની—જગતની માતા—રૂક્મિણી કે લક્ષ્મીજી. ૩—આડ ઇ૦—લલાટ( કપાળ )માં આડ કરીને તેમાં ચોખા ચોઢ્યા હતા. લલકાયમાન—લટકતી. યુગ્મ—બે—બન્ને. દક્ષિણ—જમણો. વામ—ડાબો. ૫ દાય—દાવ.

## પદ ૮ મું.

શણગાર શ્રીકૃષ્ણનો શું કહું, વર્ણવી શકે નહિ વેદ;
સનકાદિક હૃદયે ધ્યાન ધરે, બ્રહ્મા ઇંદ્ર ન જાણે ભેદ. ટેક. ૧
શીશ મુકુટ પીતાંબર કટિએ, કંઠ કૌસ્તુભનો હાર;
વામ અંગે તો શ્રીવત્સચિન્હ છે, સિંધુસુતાતણો ભરતાર. શણગાર૦ ૨
પોંચી કડાં કર સાંકળાં, ભૂજા ચાર છે દક્ષિણ વામ;
શંખ ચક્ર ગદા ને પદ્મ છે, મોહ પામી રે' કોટિ કામ. ,, ૩
હરિ રૂક્મિણી બે રંગમાં, ધૂત અર્ધ શી વરણું વાત;
સ્તુતિ ગજતણી કાન સાંભળી, હાથી હાથી કરીને ધાયા નાથ! ,, ૪
એક નિમેષમાં હરિ આવિયા, કરી ગજતણી હરિ સાય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. ,, ૫

## પદ ૯ મું.

ચરણકમળ અડકચો શ્રીકૃષ્ણનો, નીપજીને રહ્યા બેઉ દેવ;
કરી સ્તુતિ ને વિમાન આવિયાં, ગયા વૈકુંઠમાં તતખેવ. ટેક. ૧
ગજ ગ્રાહનું કુટુંબ જે હતું, તે તો વૈકુંઠ વિષે જાય;
હરિ રૂક્મિણી પાસ સંચર્યા, પરીક્ષિતને સંશય થાય. ચરણ૦ ૨
પરીક્ષિતને અચરજ બહુ અડયો, મને માંડી કહો મહિમાય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. ચરણ૦ ૩

## પદ ૧૦ મું.

વ્યાસપુત્ર કહે રાય સાંભળો, હૂ હૂ ગંધર્વ નામ છે આપ;

---

પદ ૮—૨ સિંધુસુતા—લક્ષ્મી. પદ. ૯—૧ બેઉ—હાથી ને ગ્રાહ બન્ને.

ઋષિ કેવળ બેઠા'તા ધ્યાનમાં, સુણ્યું હાસ્ય ને દીધો શાપ. ટેક. ૧
કોપે ભરાયા ઋષિ અતિ ઘણું, એમાં સંશય ધરો નહિ કાંય;
હાથી થઇને પડજે તું મૂરખા, મહાવન અઘોર છે જ્યાંય. વ્યાસ૦ ૨
પછે શાપઅનુગ્રહ જે કર્યો, કહ્યું કૃષ્ણજી કરશે સા'ય;
ગુરૂકેરા ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. વ્યાસ૦ ૩

## પદ ૧૧ મું.

ગજનું કહ્યું ગ્રાહનું સાંભળો, હેત કરી પરીક્ષિત રાય;
ઇંદ્રુમાન તો રાજન એક છે, તેનો કહું મહિમાય. ટેક. ૧
ઇંદ્રુમાન ને વૈરાગ્ય આવ્યો, ગયો તપને ગંગાતીર;
દૃઢ આસન વાળીને બેઠો, જાપ જપેછે શ્રી જદુવીર. ગજનું૦ ૨
ઋષિ અગસ્ત્ય સહજેથી આવ્યા, નવ દીઠું રાજાએ રૂપ;
કોપે ભરાયા ઋષિ અતિ ઘણું, પડચ મગર થઇને ભૂપ. ગજનું૦ ૩
તે ગજગ્રાહ શાપથી છૂટિયા, સાંભળ પરીક્ષિત રાય;
હરિરૂપ તે એણી રીતે થયું, સુણતાંમાં પાતિક જાય. ગજનું૦ ૪
ગજ ગ્રાહને વૈકુંઠ મોકલ્યા, ને પૂર્યા મનના કોડ;
તે જે ડાકોરમંદિર તે હરિ, નામ જેનું શ્રીરાણછોડ. ગજનું૦ ૫

---

પદ. ૧૦—૧ વ્યાસપુત્ર—શુક. સુણ્યું ઇ૦—તે હૂહૂ ગંધર્વે દેવલઋષિનું હાસ્ય કર્યું તેથી તે ઋષિએ તેને શાપ દીધો. ૩ શાપઅનુગ્રહ—જેથી તે શાપ મટે એવી કૃપા.

પદ. ૧૧—૧ ગજનું ઇ૦— ગજ ( હાથી ) કોણ હતો તે મેં કહ્યું; હવે ગ્રાહ ( ઝૂડ ) કોણ હતો તે કહુંછું, તે તમે સાંભળો. ૩ સહજેથી—સહજ ફરતા ફરતા. ૪ ગજગ્રાહ—હાથી અને ઝૂડ. ૫ ડાકોરમંદિર—ડાકોરના મંદિરમાં.

* * * * * * * * * *

ગુરૂકેરા ચરણપ્રતાપે, જશ નરભેરામ ગાય. ગજનું૦ ૬

---

# વામનાખ્યાન.

## પદ ૧ લું.

### રાગ પરજીઓ.

ગુરૂગણપતિ સરસ્વતી રે, પરણમી લાગું પાય;
જેનું નામ સમર્યાથકી, કારજ સિદ્ધ સહુ થાય. ટેક. ૧
અમૃત પાયું હરિએ દેવને રે, કરી અમર કાય;
દૈત્ય સર્વ રણ રોળિયા રે, તે નાશી દશદિશ જાય. ગુરૂ૦ ૨
શરણે ગયા ગુરૂ શુક્રને રે, કહી વાત અંકોર;
તમ વિના અમો જઇએ કયહાં રે, કર્યું દેવે તો જોર. ગુરૂ૦ ૩
શુક્રાચાર્ય ઇમિ બોલિયા રે, બળ મારૂં તું રે જોય;
તુજને બળ આપું એટલું રે, જીતી શકે નહિ કોય. ગુરૂ૦ ૪
સંગ્રામે જીતી શકે નહિ રે, હરિ ઇંદ્ર બ્રહ્માય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ નરભેરામ ગાય. ગુરૂ૦ ૫

## પદ ૨ જું.

શુક્રાચાર્ય તપનિધિતણો રે, રથ કર્યો વિખ્યાત;
તપ આયુધ શંખ કવચનો રે, તપનિધિનો સાથ. ટેક. ૧
બલિરાજા રથમાં ચઢ્યો રે, પૂઠે સૈન્યઅપાર;

---

૨—૧ તપનિધિ ઇ૦—શુક્રાચાર્યે તપના ભંડારનો એક રથ કર્યો. અર્થાત્ પોતાના તપોબળથી એક રથ ઉત્પન્ન કર્યો, અને તેમાં આયુધ, શંખ અને કવચ વગેરે પણ તપથીજ નિર્માણ કરેલાં હતાં.

અમરાપુરીમાં જઇ અડ્યો રે, લેશ ન લાગી વાર. શુક્રાચાર્ય૦ ૨
બલિરાજા મુખ બોલિયા રે, ઉતારૂં દેવનો નાદ;
અમરાપુરી વીંટી બધી રે, કર્યો શંખનો નાદ. ,, ૩
દરબાર બંધ કર્યો દેવે ત્યહાં રે, હવે કયમ કરી જીવાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ નરભેરામ ગાય. ,, ૪

## પદ ૩ જુ.

રાય ઇંદ્ર પછે ઉઠિયો રે, નમી ગુરૂને પાય;
વળી દુષ્ટ સર્વે આવિયા રે, કશો કરવો ઉપાય. ટેક. ૧
આયુધ તપ શુક્રનું રે, પામું નહિ તેનો તાગ;
નાશી(ને) જાઓ સહુ દેવતા રે, હમણાં નથી લાગ. રાય૦ ૨
બૃહસ્પતિ ઇમિ બોલિયા રે, આનો એક અંકોર;
વિષ્ણુ સરખા જીતે નહિ રે, છે એવું તપનું જોર. રાય૦ ૩
એવું જાણી સર્વ દેવતા રે, નાઠાબારીએ જાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ નરભો ગાય. રાય૦ ૪

## પદ ૪ થુ.

દૈત્ય દૈત્ય શેહેરમાં રે, દેવ મળે નહિ એક;
બલિને રાજ્ય બેસારિયા રે, કરીને અભિષેક. ટેક. ૧
શુક્રાચાર્ય ઇમ બોલિયા રે, તારે રે'શે નહિ રાજ;
યજ્ઞ કર્યા વિના તાહરે, કર્યે જગતનાં કાજ. દૈત્ય૦ ૨
યજ્ઞ કરવાને આવિયા રે, તટ નર્મદા જ્યાંય;
જજ્ઞ જુક્તે આરંભિયો રે, ભૃગુક્ષેત્રની માંય. દૈત્ય૦ ૩

---

૩ નાદ—ગર્વ. પદ ૩—૨ આયુધ ઈ૦—શુક્રના તપનું આયુધ કર્યું છે તેનો તાગ–થાહ અવધિ હું પામી શકતો નથી. પદ ૪–૩ ભૃગુક્ષેત્ર—ભરૂચ.

ઋષિતણી વરૂણી કરી રે, ઘૃત શર્કરા હોમાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ જન નરભો ગાય. દૈત્ય૦ ૪

## પદ ૫ મું.

અદિતિ મન વિચારિયું રે, કરૂં કવણ ઉપાય;
શરણ જાવું હવે કોહને રે, સુખ પુત્રને થાય. ટેક. ૧
શરણ જાવું સ્વામીતણે રે, મોડે દુષ્ટના મરોડ;
એથી સમર્થ બીજો નથી રે, જેથી પોંચે મનના કોડ. અદિતિ૦ ૨
સેવે સ્વામીચરણને રે, જશ રેણી દિન ગાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ જન નરભો ગાય. અદિતિ૦ ૩

## પદ ૬ ઠું.

એમ કરતાં દિન બહુ થયા રે, કરે સ્વામીની સેવ;
દાસ થઇને પાસે રહ્યાં રે, રેણી દિન નિત્યમેવ. ટેક. ૧
એક સમે આંખ ઉઘડી રે, ઋષિ કશ્યપની જ્યાંય;
ભુજ જોડીને ઊભાં રહ્યાં રે, કશ્યપ આગળ ત્યાંય. એમ૦ ૨
ઘણેક દહાડે સ્વામી બોલિયા રે, નાર નમ્યાં પાગ;
સેવા તમે ભલી કરી રે, માગ્ય માગ્ય કાંઇ માગ્ય. એમ૦ ૩
વાત પૂછી કુશળતણી રે, ત્યારે નમ્યાં છે પાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ નરભેરામ ગાય. એમ૦ ૪

## પદ ૭ મું.

માગ્ય માગ્ય સ્વામી જો કહ્યું રે, પૂરો મારી આશ;

---

પદ ૫ —૧ અદિતિ–દેવની માતા. સ્વામી–કશ્યપ. ૨ મનના કોડ "મનોરથ કોડ" એવો પણ પાઠ છે. ૩ રેણી—રજની—રાત્રી.

સુખ નથી મુને લેશનું રે, પુત્રો છે વનવાસ. ટેક. ૧
પુત્ર મારા નાશી ગયા રે, કરી ભુવન ત્યાજ;
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં રે, બલિદાનવનું રાજ. માગ્ય૦ ૨
પયોવ્રતને આચરો રે, પ્રભુ પ્રસન્ન થાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ જન નરભો ગાય. માગ્ય૦ ૩

## પદ ૮ મું.

પયોવ્રત તપ ત્યાં આચર્યું રે, કહ્યું જ્યમ ભરતાર;
બ્રહ્મચર્ય ભૂમિ પોઢવું રે, કરે અલૂણો આહાર. ટેક. ૧
તેર દિવસે હરિ આવિયા રે, વૈકુંઠકેરા રાય;
માગ્ય માગ્ય મુખથી કહ્યું રે, સુખ પુત્રને થાય. પયો૦ ૨
જન્મ લઉં ઉદર તાહરે રે, કે'છે વૈકુંઠરાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ જન નરભો ગાય. પયો૦ ૩

## પદ ૯ મું.

ભાદરવા શુદ દ્વાદશી રે, થયા મધ્યાન્હકાળ;
અદિતિના ઉચ્છંગમાં રે, વિશ્વનો પ્રતિપાળ. ટેક. ૧
ઉપવીત દેવા કારણે રે, કર્યો અદ્ભુત ઠાઠ;
દેવ સર્વ મળી આવિયા રે, વામનજીને માટ. ભાદરવા૦ ૨
ગાયત્રી આપી છે સૂરજે રે, મૂકિયો મંત્ર કાન;

---

પદ ૭—૧ સ્વાગી-હે સ્વામી ! લેશનું-જરા જેટલી વસ્તુનું. ૩ પયો-વ્રત—દૂધપાક કરીને તેનો હોમ કરવાનું વ્રત. ભાગવતમાં એનો વિધિ વિસ્તારથી કહેલો છે.

પદ ૮—૧ અલૂણો—મીઠા વગરનો— મોળો. પદ ૯–૧ વામનનો જન્મ વર્ણે છેઃ ભાદરવા ૯૦.

બૃહસ્પતિએ તો જનોઇને રે, સોંપ્યું દઇને માન. „ ૩
કશ્યપ પિતાએ મુંજી મેળવ્યાં રે, પૃથિવી મૃગચર્મ;
અદિતિએ કૌપીન આપિયું રે, ચાલજો એણે ધર્મ. „ ૪
આકાશ દેવતા આવિયા રે, સોંપ્યું છત્તર શીશ;
બ્રહ્મા કમંડળું સોંપિયું રે, જય જય શ્રીજુગદીશ. „ ૫
સપ્ત ઋષિએ દર્ભ આપિયા રે, સરસ્વતીએ અખેમાળ;
કુબેરે પાત્ર ભિક્ષાતણું રે, તે તો ગ્રહ્યું ગોપાળ. „ ૬
હેત ઉમળકો આણીને રે, પીરસે ભિક્ષા ઉમાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ નરભેરામ ગાય. „ ૭

## પદ ૧૦ મું.

વામન દેવ પછે સંચર્યા રે, કરંતા વેદધ્વન્ય;
શબ્દ ગગન ગાજી રહ્યું રે, અદિતિ ઉગ્ર પુણ્ય. ટેક. ૧
દશે દિશાઓ ગાજી રહી રે, સ્વરથકી તતખેવ;
કોઇ કેહે સર્વ આવિયા રે, કોઇ કહે છે દેવ. વામન૦ ૨
બલિને દ્વાર ઊભા રહ્યા રે, જોઇ સહુ વિસ્મય થાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ નરભેરામ ગાય. વામન૦ ૩

## પદ ૧૧ મું.

યજ્ઞશાળાથી બલિ આવિયા રે, કરે સ્તુતિ બહુ પેર;
યજ્ઞ મારો પૂરો થયો રે, જ્યારે આવ્યા મારે ઘેર. ટેક. ૧
માગો માગો ઋષિદેવજી રે, હસ્તિ ઘોડા ને રાજ;
આપી સર્વ અમો શકું રે, સરે તમારૂં કાજ. યજ્ઞ૦ ૨

---

૪ કૌપીન—લંગોટી. ૬ અખેમાળ—અક્ષયમાળા—કરમાય નહિ એવી માળા.

માગો મુલક માગો દેશને રે, જેમાં ભૂલો તેમાં જાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ નરભેરામ ગાય. યજ્ઞ૦ ૩

## પદ ૧૨ મું.

વામનદેવ પછે બોલિયા રે, ધન્ય ધન્ય રાજન;
તમો તો આપી શકો સહી રે, સંતોષી મુજ મન. ટેક. ૧
ઉદાર કુળ છે તાહરૂં રે, કંઇને કર્યા ન્યાલ;
ના તો મુખેથી કહે નહિ રે, એવી છે કુળચાલ. વામન૦ ૨
ઉદાર કુળ છે તાહરૂં રે, મુખે શાં કરૂં વખાણ;
પ્રલ્હાદ વડાઉઓ તાહરો રે, ભેટચા શારંગપાણ. વામન૦ ૩
લોભી મન નથી માહરૂં રે, તું તો સાંભળ્ય રાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ નરભેરામ ગાય. વામન૦ ૪

## પદ ૧૩ મું.

ત્રણ ડગલાં ભૂમિ આપીએ રે, લોભ કરવો તે ફોક;
એટલામાં સંતુષ્ટ છું રે, આપ્ય તજીને શોક. ટેક. ૧
અરે ભૂલો છો વિપ્ર માગતાં રે, મુજ સરખો દાતાર;
ફરી માગવું પડે નહિ રે, એવો કરો ઉચ્ચાર. ત્રણ૦ ૨
લોભ કરૂં નહિ કયાહરે રે, આપ્ય ત્રણ દઇ માન;

---

પદ ૧૧–૩ જેમાં ઇ૦—માગવામાં તમે જે જે બાબતમાં ભૂલશો તેમાં તેમાં તમારૂં જશે અર્થાત્ નહિ માગો તેજ નહિ મળે. "જયમ ભૂલ તમ જાય" એ પાઠ પ્રમાદજન્ય લાગે છે. અથવા જેમ ભૂલ (થાય) તેમ જાય—ન મળે.

પદ ૧૨–૨. કંઇને—"કરને" પાઠ લેખકદોષથી થયેલો જણાય છે. ૩ વડાઉઓ—દાદો.

એટલું આપ્યે જાણિયું રે, કર્યું તેં સર્વ સન્માન. ત્રણ૦ ૩
ચરણ પખાળે વિંધ્યાવળી રે, માગો દેશ ને રાજ;
હેમની થાળ ધરી હેઠળે રે, ચરણામૃતને કાજ. ત્રણ૦ ૪
માગો માગો અમે આપીએ રે, ભૂખ તમારી જાય;
ગુરૂચરણ પ્રતાપથી રે, નરભેરામ જશ ગાય. ત્રણ૦ ૫

## પદ ૧૪ મું.

શુક્રાચાર્યજી આવિયા રે, મા મા ના'પેશ રાય;
એ તો વિષ્ણુજી આદ્ય છે રે, આપ્યે સર્વસ્વ જાય. ટેક. ૧
કારજ કરવા દેવનું રે, આવ્યા વિષ્ણુજી આંય;
આપ્યાથકી સર્વે જશે રે, તારે રે'શે નહિ કાંય. શુક્રા૦ ૨
પંચાશ ક્રોડ ભૂમિ પૃથ્વી રે, લેશે પગલાની માંય;
બીજું મે'લે સત્ય લોકમાં રે, ત્રીજું આપીશ ક્યાંય. શુક્રા૦ ૩
આપીશું ભાખે રાણી રાયજી રે, આવ્યા વિષ્ણુજી આપ;
જાજો સમૃદ્ધિ તાહરી રે, દીધો ગુરૂજીએ શાપ. શુક્રા૦ ૪
શાપ માથે ચઢાવિયો રે, બેહુ રાણી ને રાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ નરભેરામ ગાય. શુક્રા૦ ૫

## પદ ૧૫ મું.

ગુરૂતણું નવ ચાલિયું રે, પેઠા ઝારી માંય;
શળી ખોશીને કાણા કર્યા રે, વામનજીએ ત્યાંય. ટેક. ૧

---

પદ ૧૩–૩ ત્રણ—ત્રણ ડગલાં જેટલી ભૂમિ. ૪ વિંધ્યાવલી—બલિરાજાની સ્ત્રી. પદ ૧૪—૧ મા ના—નહિ નહિ. નાપેશ—ન આપીશ.

૩ પંચાશ ક્રોડ ઈ૦—જે ભૂમિ પંચાશ ક્રોડ કહેવાય છે તે પૃથ્વી તે લેશે.

વામનદેવના હાથમાં રે, મૂક્યું ઝારીથી નીર;
ત્રણ ડગલાં ભૂમિ આપવી રે, તારે આણીને ધીર. ગુરૂ૦ ૨
જમણે હાથ જળ લેઇને રે, કરી વૈરાટ કાય;
પે'લે પગલે પૃથ્વી ગઈ રે, બીજે સત્યલોક જાય. ગુરૂ૦ ૩
ચરણ ગયો સત્યલોકમાં રે, બ્રહ્માને છેજ ઉમંગ;
કમંડળુમાં પખાળિયો રે, વિષ્ણુપાદોદકી ગંગ. ગુરૂ૦ ૪
ત્રીજું પગલું હવે આપ્યને રે, ઇમિ કહે જદુરાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ નરભેરામ ગાય. ગુરૂ૦ ૫

## પદ ૧૬ મું.

વિંધ્યાવળી રાણી બોલિયાં રે, ધન્ય અશરણશરણ;
ત્રીજા પગલાની જાગ છે રે, શીશ ધરો એને ચરણ. ટેક. ૧
માગ્ય માગ્ય કહે કૃષ્ણજી રે, પ્રીતિ તમારી પ્રૌઢ;
બલિ કહે ચરણ પામીને રે, બીજું માગે તે મૂઢ. વિંધ્યાવળી૦ ૨
થયો પ્રસન્ન હું તુજને રે, મુખથકી ને તું માજ;
કોટિ ઇંદ્રને વૈભવે રે, કરચ સુતલનું રાજ. વિંધ્યાવળી૦ ૩
તુજને બાંધતાં બંધાઇ ગયો રે, ઇમ કહે શારંગપાણ;
છડી ગ્રહીને રહું બારણે રે, એમાં સંશય તું નાણ. વિંધ્યાવળી૦ ૪
પ્રલ્હાદજી વૈકુંઠથી રે, નમ્યા પ્રભુને પાય;

---

પદ ૧૫–૩. વૈરાટ—વિરાટ સ્વરૂપ. ૪ કમંડળુમાં ૦—કમંડળુમાંના જળથી વિરાટના પગને પખાળ્યો. તે પાણીનો જે પ્રવાહ ચાલ્યો તે વિષ્ણુપાદોદકી ગંગા કહેવાય.

પદ ૧૬–૩ માજ—કોળી વગેરે લોકોમાં માગને બદલે વપરાતો શબ્દ. ૪ નાણ—ન આણ.

ગુરૂચરણપ્રતાપથી રે, જશ નરભેરામ ગાય. વિંધ્યાવળી૦ ૫

## પદ ૧૭ મું.

બલિ ચાંપ્યો પાતાળ માંય રે, સર્વ કુટુંબ સમેત;
પ્રલ્હાદ સોતું સંચર્યું રે, હરખે આણી હેત. ટેક. ૧
મયદાનવને હરિ કહે રે, બહુ પ્રીછવીને પેર;
જેવી શોભા વૈકુંઠની રે, મારે રે'વું એને ઘેર. બલિ૦ ૨
મરકતમણિનાં ચોકઠાં રે, હેમકેરાં છે દ્વાર;
તોરણે મોતીનાં લુમખાં રે, એવી શોભા અપાર. બલિ૦ ૩
સભા કચેરી ને બેઠકો રે, મુખે વરણી ન જાય;
રત્નના મૂક્યા છે દીવડા રે, જોતાં મન લલચાય. બલિ૦ ૪
રત્ન ઝવેર પલંગ છે રે, ત્યાં પોઢે જદુરાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ જન નરભો ગાય. બલિ૦ ૫

## પદ ૧૮ મું.

કૃષ્ણ પોઢ્યા છે પલંગમાં રે, બલિરાજાને ઘેર;
વિનોદ બહુ પ્રકારનો રે, તેની શી વર્ણવું પેર. ટેક. ૧
સોડ ઉપરણી પયફેણની રે, જેનું છે કૃષ્ણજી નામ;
રાવણ જીતવાને આવિયા રે, બલિરાજાને ધામ. કૃષ્ણ૦ ૨
સોડ ઊંચી કરી કૃષ્ણની રે, જુએ રાવણ જ્યાંય;

---

પદ ૧૭-૧ સંચર્યું—( કુટુંબ ). ૨ હરિ "હવિ" પાઠ લેખકપ્રમાદથી થયો જણાય છે. ૩ મરકતમણિ—કાળા રંગનું રત્ન.

પદ ૧૮-૨ પયફેણની—દૂધ કે પાણીના ફીણની. અર્થાત્ તેટલી કોમળ કે સફેદ.

ઠોકર મારી ડાબા હાથની રે, પડ્યો લંકાની માંય. કૃષ્ણ૦ ૩
જે હરિ રાવણ ઉડાડિયો રે, પૂર્યા બલિના કોડ;
ડાકોરમંદિર તે હરિ રે, જેનું નામ શ્રીરણછોડ. કૃષ્ણ૦ ૪
વામન રૂપ એણે ધર્યું રે, કરી દેવની સા'ય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ નરભેરામ ગાય. કૃષ્ણ૦ ૫

---

## सत्यभामानुं रूषणुं.

### પદ ૧ લું.

### રાગ ધોળ.

ઉદ્ધવજી સંદેશો કહેજો શ્યામને. એ રાગ.
સત્યભામાને મંદિર નારદ આવિયા,
પૂજ્યા અરચ્યા પ્રીત કરી બહુ પેર જો;
સોળસહસ્ર ને સાતથકી અધિક છો,
તમારી પર કૃષ્ણજીકેરી મે'ર જો. ટેક. ૧
બાજઠ પર બેસાર્યા ઋષિદેવને,
અગર ચંદન મલિયાગરના ધૂપ જો;
ભુજા જોડી સત્યભામા ઊભાં રહ્યાં,
ચૌદલોકમાં તમો છો સત્ય રૂપ જો. સત્ય૦ ૨
નારદ કહે સત્યભામા તમે સાંભળો,
તમારૂં ઘણું હરિની પર હેત જો;

---

૪ હરિ—હરિએ. ૧ સોળસહસ્ત્ર ને સાત—સત્યભામા વિના બાકીની શ્રીકૃષ્ણની સ્ત્રીઓ.

તમારી સાથે કૃષ્ણ રમે છે બાદલું,
સમજાવું તેનો તમને સંકેત જો. સત્ય૦ ૩
નારદજી કહે આટલા દિન હું જાણતો,
સત્યભામાને વા'લા ન મળે નાથ જો;
કે'વા કારણ મંદિર તમારે આવિયો,
જો માનો તો માંડી કહું હું વાત જો. સત્ય૦ ૪
જાદવ છપન કોટિ હરિનું બોલશે,
જૂઠી પાડશો સર્વે મળીને વાત જો;
પારિજાતક પુષ્પ સુંદર તે લાવિયા,
તે આપ્યું જઇ રૂકિમણીને હાથ જો. સત્ય૦ ૫
નારદ અંતરધ્યાન થયા એવું કહી,
સત્યભામા તો સાચે થયાં ભેભૂત જો;
ગુરૂથકી જન નરભેરામ ગાય છે,
શોધવા સારૂ મોકલિયો એક દૂત જો. સત્ય૦ ૬

## પદ ૨ જું.

પળ માંહે પટરાણી બેઠાં રીસમાં,
હવે હરિને દખાડું નહિ મુખ જો;
સ્વર્ગનું પુષ્પ તે આપ્યું શોકયના હાથમાં,
આડા અવળી સાલે મુજને દુઃખ જો. ટેક. ૧

---

૩ બાદલું—ખરૂં નહિ—મન વગરનું. સંકેત—'અંકેત' પાઠ લેખક દોષથી થયેલો છે.

૬ ભેભૂત—ભયભીતનો અપભ્રંશ. ક્રોધથી ધુંધવાયાં, એમ કહેવાની કવિની મતલબ હશે.

શૃંગારો સહુ અંગતણા અળગા કર્યા,
હવે આભરણ એક ધરૂં નહિ અંગ જો;
આજ સુધી તો હું મનમાંહી જાણતી,
રસિયાને તો મારી સાથે સંગ જો. પળ૦ ૨

ગુલાબવેલ હાર બજોઠા જે હતા,
તે તોડીને પટક્યા પૃથ્વી સાથ જો;
નખશિખ શૃંગાર તે સહુ ઊતારિયા,
જેનો સ્વામી રમે બાદલી વાત જો. પળ૦ ૩

રીસ કરી બેઠાં તે બોલે નહિ,
રૂદન કરંતાં લોંવાયાં અંજન જો;
રોમ રોમમાં રીસ ઘણીજ ચઢી ગઇ,
દીઠું બાદલું દયાળનું મન જો. પળ૦ ૪

અંજન અન્ન જળ તિલક આભરણની આખડી,
મુખની ઉપર નીરની તે ધારાય જો;
એવામાં કૃષ્ણજી આવ્યા આંગણે,
ગુરૂથકી જશ નરભેરામ ગાય જો. પળ૦ ૫

## પદ ૩ જું.

કૃષ્ણજીને દાસીએ કહી સહુ વિનતિ,
સત્યભામા તો રીસે ભરાયાં સોય જો;
જાણ હતી તે સત્યભામાને નહિ,
મુખ સામું તો જોઇ શકે નહિ કોય જો. ટેક. ૧

---

૨ આજ સુધી—'આજથકી' પાઠ બરાબર નથી. ૩ બજોઠા—બાજુ-બંધ (?) ૫ નીર ઇ૦—"નીર તે ન ધરાય જો" એ પાઠ અશુધ્ધ જણાય છે.

આભરણ અન્ન જળની લીધી છે આખડી,
તેહ વાતના ખાઇને બેઠાં સમ જો;
દયાળજીને કહે દાસી હવે શું એ થશે,
મનાવો તમે જઇને જ્યમ ત્યમ જો. કૃષ્ણજી૦ ૨
જીવણે જઇને જોયું તો રૂએ ધ્રુશકે,
કોણે દુભાણ્યાં કોણે દીધી ગાળ જો;
શામાટે નારી નયણામાં નીર છે,
એણી રીતે પૂછે છે ગોપાળ જો. કૃષ્ણજી૦ ૩
રોષ ભર્યા બોલાવ્યાં બોલે નહિ,
નેત્ર વિષે તો વહે નવ નવ ધાર જો;
એક અષાઢો ને બીજો શ્રાવણ વહે,
દાસી કહે આ તોડી નાખ્યા હાર જો. કૃષ્ણજી૦ ૪
ભોજનવેળા થઇ તોયે બોલે નહિ,
પીતાંબરે આંસુ પાતળિયો લોય જો;
ઉત્તર અબળા આપે નહિ એક લેશનો,
એહ વાત તો કળી શકે નહિ કોય જો. કૃષ્ણજી૦ ૫
ઉધ્ધવ અક્રૂર ઉગ્રસેન ત્યાં આવિયા,
રૂદન કરેછે આણી અદકી લાજ જો;
બળદેવજી આવી લૂએછે આંસુઆં,
જે કહો તે કરીએ અમો કાજ જો. કૃષ્ણજી૦ ૬

---

૩ દુભાણ્યાં—દુભાવ્યાં. ૪ નવ નવ ધાર—નવી નવી ધારાઓ. એક ઇ૦—એક આંખમાંથી આષાઢના મેઘની પેઠે અને બીજામાંથી શ્રાવણના મેઘની પેઠે આંસુ વહે છે. અર્થાત્ વચમાં બંધ પડયા વિના આંસુ વહે છે.
૫ લેશનો—લગાર જેટલી વાતનો પણ.

બળદેવ કહે શામાટે છો રોષમાં,
રૂદન આગળ હૈડે ન વળે હીક જો;
કોણે દુભ્યાં કોણે દીધી ગાળને,
એહ વાત જો માંડી કહો તો ઠીક જો. કૃષ્ણજી૦ ૭
લાજ કરીને જેઠની સાથે બોલિયાં,
નથી મારે જીવ્યાનો ઉપાય જો;
નારદજી સર્વે માંડીને કહી ગયા,
ગુરૂપ્રતાપે જશ નરભેરામ ગાય જો. કૃષ્ણજી૦ ૮

## પદ ૪ થું.

જીવ હું કાઢું જીભ કરડીને સેજમાં,
લેશ ભરની લગાડું નહિ વાર જો;
નારી સાથે નાથ રમે જો બાદલું,
તે નારીના જીવતરમાં ધિઃકારજો. ટેક. ૧
મૂરખ પિતા મારો લંપટ લાવિયા,
હતો જાણતો કરિયો વાસી સંગજો;
અક્કલ હોય તો આગળથી લે ઓળખી,
હશે હરિના આ પ્રમાણે ઢંગ જો. જીવ૦ ૨
પરણાવી પ્રીતે પિતાએ મુજને,
જન સકળ તેડીને સઘળો સાથજો;
સ્વર્ગતણું શોભિતું પુષ્પ જે લાવિયા,
તે આપ્યું જઈ રૂક્મિણીને હાથ જો. જીવ૦ ૩
બળભદ્ર કહે હવે રાંડ પરી કરો,

---

૭ હીક—કળ. ૨ લંપટ—( કૃષ્ણનું વિશેષણ ) વાસી–( વાસ–નેહમાં રહેનાર–ભરવાડ ? )

સ્વર્ગથકી આણીને આપું ઝાડ જો;
નારદ જૂઠાનું કહ્યું નવ માનીએ,
રાંડ તજો તો માનું તમારો પાડ જો. જી૦ ૪
સત્યભામાને સ્વર્ગથકી વૃક્ષ લાવવું,
આણી રોપવું આંગણ ચોકની માંય જો;
બીજું કહ્યું કરે જન સર્વે માહરૂં,
બેસું ઉઠું વૃક્ષતણી જ્યાં છાંય જો. જી૦ ૫
હા વાળી હરિએ સર્વેના દેખતાં,
વચન લેઇને જુગતે જમવા જાય જો;
આભરણ અંગ ધર્યાં ને રોષ તે મૂકિયો,
ગુરૂપ્રતાપે જશ નરભેરામ ગાય જો. જી૦ ૬

## પદ ૫ મું.

વા'લે મારે કરિયો મન વિચારને,
ગરૂડ પાસે વૃક્ષને ઉપડાવાય જો;
વચન આપ્યું છે તે હવે પાળવું,
સત્યભામાને આંગણિયે રોપાય જો. ટેક. ૧
બળભદ્ર ને કૃષ્ણ ગરૂડે ચઢ્યા,
ઇંદ્રની સાથે કરિયો મહાસંગ્રામ જો;
ગરૂડપાસે વૃક્ષને ઉપડાવિયો,
રોપ્યો છે તે સત્યભામાને ધામ જો. વા'લે૦ ૨
સત્યભામાના જશ ને ગુણ જે સાંભળે,
સ્વપ્નામાંહી ક્લેશ કદી નવ થાય જો;

---

૫ બેસું ઊઠું—'બીસું' ઊઠું એવો પાઠ અશુદ્ધ છે. ૧ કરિયો—'કાવિયો' એવો પણ પાઠ છે.

સત્યભામા કહે હરિને કોને આપિએ,
નારદ કહે તારે પરવડે ત્યાં આપ જો;
મેં જાણ્યું અમો તને કહિયે નહિ,
એહ વાતનું બેસે મોટું પાપ જો. વિચાર૦ ૨
દાન કરવું તે તો ગુપ્તજ જાણવું,
એહ વાતનો મર્મ કા'વું સંકેત જો;
આપ્યા પૂંઠે જાણે તેનું કાંઇ નહિ,
આપવા તે હરખે આણી હેત જો. વિચાર૦ ૩
મહોદાપર્વ આજથી દી પાંચમે,
તે દહાડે તમે કરજો એવું દાન જો;
જો ચૂકયાં તો લાગ ફરી એવો નહિ,
કહે નરભો નારદ થયા અંતરધાન જો. વિચાર૦ ૪

## પદ ૩ જું.

રાત પડયે રણછોડજીને કહી વિનતિ,
તમને આપવા વિપ્રકેરે ઘેર જો;
જે વિપ્ર કહે તેની તમો હા ભણો,
કરો એટલી મારી ઉપર મે'ર જો. ટેક. ૧
ત્યારે હરિએ હાથ જોડીને હા ભણી,

---

૨ પરવડે—'પૂર્વે' એવો પાઠ અસંબદ્ધ છે. મેં ઇ૦—જે મેં જાણ્યું તે અમો તને કહિયે નહિ, તો અમને મોટું પાપ લાગે, માટે તને કહ્યું છે. ૩ કા'વું—અર્થાત્ કહું. સંકેત—અર્થાત્ સંક્ષેપમાં. આપવા—હરખે 'હરવે' પાઠ અશુદ્ધ છે. ૪ મહોદાપર્વ—મહોદયપર્વ. દી—દિવસે. હરિને ).

૧ જે ઇ૦—જે વિપ્ર તમને લેઇ જવાનું કહે તેની સાથે જવાની તમે હા ભણો.

વચન આપ્યું છે તે ના કયમ થાય જો;
સત્યભામાએ વિપ્રને તેડાવિયા,
પૂજી અરચી પ્રીતે લાગ્યાં પાય જો. રાત૦ ૨
વિપ્ર કહે સત્યભામાને કેમ તેડાવિયા,
કૃષ્ણજીકેરૂં આપવાનું છે દાન જો;
વિપ્ર કહે નાની ઘરમાં વહુ દીકરી,
વિષયી તો ઝાઝા શ્રીભગવાન જો. રાત૦ ૩
સોળ સહસ્ર નરકાસુરને ઘેરથી,
હાંકી આણી જેમ આણે કોઇ ઘૂર જો;
ખાન પાન એ સહુને પૂરૂં કરે,
એવું સમર્થ કૃષ્ણકેરૂં ૂર જો. રાત૦ ૪
અન્ન વસ્ત્ર ને ગૌનું દાન તો લીજીએ,
તેથકી તો પોહોચે મનની હામ જો;
અમારા ઘરમાં નાની વહુ દીકરી,
કૃષ્ણજીકેરૂં અમારે નહિ કામ જો. રાત૦ ૫
તે વિપ્ર ગયા ને બીજા તેડિયા,
કૃષ્ણજીકેરૂં દાન લે તો પાડ જો;
કહે વિપ્ર કૃષ્ણને કામ દેવાય નહિ,
શું કરીએ એ સવાશેરનો ખાડ જો. રાત૦ ૬
હસ્તિ ઘોડા પાલખીઓ તો લીજીએ,
કૃષ્ણને કાંઇ કારજ ન દેવાય જો;
એમ કહીને તે વિપ્રો સર્વે ગયા,

---

૩ વિપ્ર ઇ૦—સત્યભામાને વિપ્ર કહે છે કે અમને કેમ તેડાવ્યા છે? એ અન્વય. ૪ ઘૂર—ઘોર—પશુઓનું ટોળું ('ગોવજ' ઉપરથી).

ગુરૂ પ્રતાપે જશ નરભેરામ ગાય જો. રાત૦ ૭

## પદ ૪ થું.

એમ લક્ષણવંતા છો તે કોઇ લે'તું નથી,
કોઇ કહે છે વિષયીકેરૂં ઝાડ જો;
કોઇ કહે કારજ તે તો દેવાય નહિ,
કોઇ કહે કે સવાશેરનો ખાડ જો. ટેક. ૧
જશોદાને ઘેર ચોર્યું તે પાલવ્યું,
વિપ્રને ઘેર રહીને ચોરી ન થાય જો;
રાંક બ્રાહ્મણને એવું ચાલે નહિ,
જુઓ પછી ઘર વિપ્રનું જાય જો. એમ૦ ૨
કૃષ્ણ કહે કો ન મળે ત્યારે શું કરૂં,
એવામાં નારદ આવ્યા નિર્ધાર જો;
સત્યભામા કહે હરિનું દાન આપવું,
નથી કોઇ ભૂતળમાં લેનાર જો. એમ૦ ૩
નારદ કહે કૃષ્ણ કહ્યું મારૂં કરે,
ત્યારે એ લક્ષણવંતો લેવાય જો;
પુસ્તક મારૂં ઝાલે હરજી હાથમાં,
ગાન કરંતા મારી આગળ થાય જો. એમ૦ ૪
સત્યભામા કહે એ સર્વે હા ભણું,
વચને આપ્યું પોતે શ્રીજદુરાય જો;
સત્યભામાએ નારદજીને આપિયા,

૧ એમ—'રામ' પાઠ સુઘટિત નથી. લેખકદોષથી एम ને બદલે राम લખાયલા લાગે છે.

ગુરૂથકી જન નરભેરામ ગાય જો. એમ૦ ૫

## પદ ૫ મું.

નારદ કહે કારજ મારૂં હવે થયું,
વીણા પુસ્તક આપ્યું હરિને હાથ જો;
ચોટા વચ્ચે આગળ કરીને ચાલિયા,
સોળ સહસ્રમાં ચાલી સઘળે વાત જો. ટેક. ૧
સોળ સહસ્ર સર્વે હરિને બાઝીઓ,
કૃષ્ણને આપનારી એ કોણ જો;
અમો સહુમાં એને ભાગ તે કેટલા,
અમારે એ જીવનશ્વાસ પ્રાણ જો. નારદ૦ ૨
એકી પાસે તાણે હરિને ગોપીઓ,
બીજે પાસે નારદજીને હામ જો;
વચ્ચોડો વા'લાનો ચોટામાં થયો,
સત્યભામાએ આ શું કરિયું કામ જો. નારદ૦ ૩
જાણ થયું ને દેવકીજી ત્યાં આવિયાં,
ખાસડું ખખેરૂં તો આવે નાર જો!
માત દેવકી માધવને તેડાવિયા,
આવી શકે ના હરિનો તે શો ભાર જો. નારદ૦ ૪
દેવકી દેખી શમાઓ રહી વેગળી,
નારદને મૂકો ઇમ કહે છે માત જો;
નારદ કહે છે સત્યભામાએ મને આપિયા,
ભાંજગડ પડી ચોટામાં વાત જો. નારદ૦ ૫.

---

૩ ગોપીઓ—સોળ સહસ્ર સ્ત્રીઓ. ૪ દેવકી—દેવકીએ.

બીજું સુવર્ણ સર્વ પાછું કાઢ જો,
ગુરૂથકી જન નરભેરામ ગાય જો. નાખ્યો૦ ૬

## પદ ૭ મું.

રતિ સુવર્ણ તુલસી સાથે મૂકિયું,
બીજું સુવર્ણ સર્વે કાઢી લીધજો;
નમ્યું હેમ ને સામા શ્રીકૃષ્ણ કશ્યા,
ગણપતિને શાપ નારદે દીધ જો. ટેક. ૧
તુલસી ગણપતિને માથે ચઢે નહિ,
નારદ અંતર્ધાન થઇને જાય જો;
વિનોદ હરિનો સાંભળી મુક્તિ પામશે,
ગુરૂપ્રતાપે જશ નરભેરામ ગાય જો. રતિ૦ ૨

## ગરબી.

તમે રણછોડજી રંગ ભીના રે, સુવર્ણ શણગારને;
તમે નાથ અનાથના દીના રે, વેદ ન પામે પારને. ૧
શિરછત્ર ધર્યું છે કેવું રે, શું શકું કહી;
વર્ણવી શકું નહિ તેવું રે, નજર ઠરીને ત્યાં રહી. ૨
શિર પાઘ ધર્યો છે વા'લે રે, રંગકસુંબે ઓપિયો;
ઘણું શોભેછે નંદલાલો રે, જાણું રંગનો ચોબિયો. ૩
મુક્તાફળકેરો તોરો રે, જમણે કાને રહ્યો લળી;
મોં જોઉં આવ ઓરો રે, કોઇ શકે નહિ તને કળી. ૪

---

૧ કશ્યા—ઘટયા. ( કૃશ્ ઉપરથી ). ૩ ચોબિયો— ટીપું. રંગનું ટીપુ જેવું લાલ હોય તેવો લાલ પાઘને લીધે શોભે છે. 'ચોપિયો' એવો પણ પાઠ છે.

નવઘરૂં છે એકજ રે, જાણે બિંબ ભાનુતણું;
તેને વર્ણી શકે નહિ શેષ રે, માટે મુખથી શું ભણું. ૫
ચંદ્ર શુક્ર બે શ્વેતજ રે, તે મુક્તાફળમાં રહ્યાં;
ઓવારણાં લેતજ રે, જ્યોતિષની માંહે કહ્યાં. ૬
રવિમંડળ રક્ત નીલા રે, લાલમ દાણે જાણજો;
બૃહસ્પતિ બુધ વિરલા રે, સુવર્ણમાં પ્રમાણ જો. ૭
લીલમ શનિ રાહુ કેતુ રે, રૂપ નવે નવું આવિયું;
સુખ શ્યામની સંગે લેવું રે, નવઘરૂં નામ ધરાવિયું. ૮
દામણી હીરાની કેવી રે, લેલાવટ રહી લળી;
કરી આડ કેસરની તેવી રે, ગલ્લસ્થળ ભમરી વળી. ૯
હીરા હડપચી ને ભૃકુટી રે, વર્ણન તેનાં શાં કરૂં;
કલાનિધિસેરો છૂટી રે, મન મારૂં તેમાં ઠર્યું. ૧૦
કાને કુંડળ શોભે રે, રૂપ રસીલું જોઇને;
તેણે દૈતતણાં મન લોભે રે, મન રહ્યું મોહીને. ૧૧

---

૬ હરિએ માથે પેહેરેલા નવઘરામાં નવ ગ્રહ કેવે રૂપે રહ્યા છે તે બતાવે છે: ચંદ્ર ઇ૦—ચંદ્ર અને શુક્ર એ બે ગ્રહો શ્વેત છે માટે તે નવઘરામાંના મોતી રૂપે રહ્યા છે. જ્યોતિષની માંહે કહ્યાં—( ગ્રહના રંગનાં વર્ણન જે હવે પછી કહેવાશે તે ).

૭ રવિ ઇ૦—રવિનું મંડળ જે રક્ત અને નીલ વર્ણનું છે તને ઠેકાણે નવઘરામાં લાલમ નામના રત્નના દાણા છે. બૃહસ્પતિ ઇ૦—બુધ અને બૃહસ્પતિ જે વિરલા ગ્રહો છે તે સુવર્ણ રૂપે રહ્યા છે. 'વીલા' એવો પાઠ સદોષ જણાય છે.

૯ લેલાવટ—લલાટ—કપાળ. ગલ્લસ્થળ—ગાલ. ભમરી વળી—ગાલમાં ખાડો પડયો. ૧૦ હડપચી—'હબસી' પાઠ અશુદ્ધ છે. કલાનિધિસેરો—ચંદ્રનાં કિરણ. ( મુખની ઉપમા ).

ગુરૂચરણપ્રતાપથી રે, જશ નરભેરામ ગાય. કાલિ૦ ૫

## પદ ૩ જું.

જીહ્વાથી ચાટે શ્રીકૃષ્ણને રે, દશાન દીધા બહુ ડંખ;
લેશભર ન ચાલિયું રે, પછે થઈ ગયો દીન રંક. ટેક. ૧
રૂદન કરે ગોવાળિયા રે, જે કો હતા હરિની સાથ;
નેત્ર વિષે જળધાર છે રે, મુખ આંગળી ઘસે હાથ. જીહ્વા૦ ૨
નાગના વીંટચા દીઠા કૃષ્ણને રે, ગોવાળ પડચા મુર્ચ્છાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ નરભેરામ ગાય. જીહ્વા૦ ૩

## પદ ૪ થું.

ગોપી ગોપ જશોદા નંદને રે, અપશુકન અતિશય થાય;
બળભદ્ર પૂઠે નથી ગયા રે, એકીલા શ્રીજદુરાય. ટેક. ૧
કાક કપોત શ્વાન ગર્ધવો રે, અપશુકન એ અવશ્યમેવ;
કૃષ્ણજી ગયા એકલા રે, સંગ નથી ગયા બળદેવ. ગોપી૦ ૨
વન વિષે સર્વ આવિયા રે, જે કો હતો વ્રજસાથ;
રૂદન કરે જશોમતી રે, આક્રંદ કરે નંદતાત. ગોપી૦ ૩
પગલાં જુએ છે શ્રીકૃષ્ણનાં રે, ધ્વજ ચક્ર વજ્ર રેખાય;
ગુરૂના ચરણપ્રતાપથી રે, જશ નરભેરામ ગાય. ગોપી૦ ૪

## પદ ૫ મું.

રૂદન કરતું વ્રજ આવિયું રે, કૃષ્ણ પૂઠળ દીઠો સાપ;

---

પદ ૩ જું–૧ દશન–દાંત. ૨ જળ—'નવ' પાઠ. બરોબર લાગતો નથી. પદ ૪—૨ કપોત—હોલો. ગર્ધવ—ગધેડું. ૩ આક્રંદ કરે—રડે.

નંદજી હાથ ઘસે ઘણું રે, જશોદા જીવ પછાડે આપ. ટેક ૧
હશીને બળદેવ બોલિયા રે, તમે શાને કરોછો શોક;
કૃષ્ણને સંકટ કાંઇ નહિ રે, તમે અંગ પછાડો તે ફોક. રૂદન૦ ૨
બળદેવ વારે છે સર્વને રે, રોતો રહ્યો સહુ સાથ;
મહિમા ન જાણે કોઇ એહનો રે, ચૌદલોકતણો છે નાથ. ,, ૩
રૂદન કરતું રહે નહિ રે, કેમ છૂટશે શ્રીજદુરાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ જન નરભો ગાય. ,, ૪

## પદ ૬ ઠું.

હરિને ભય નહિ લેશનો રે, બળદેવ કરે છે હાસ;
વિલપે નંદ યશોમતી રે, લોક બીજા સહુ ઉદાસ. ટેક. ૧
દારૂણ દુઃખ યશોદા નંદને રે, જયમ જળ વિના હોય મીન;
સર્પના વીંટયા દીઠા કૃષ્ણને રે, સહુ દુઃખ સાગરમાં લીન. હરિ૦ ૨
વિલાપ વ્રજનો જોઇને રે, કર્યો વિચાર જદુરાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ જન નરભો ગાય હરિ૦ ૩

## પદ ૭ મું.

સર્પ વીંટાયો છે શ્યામને રે, સ્થૂળ કર્યું હરિ અંગ;
આંટા છૂટયા તે તો તાણાઇને રે, સર્પ થયો અંગ ભંગ. ટેક૦ ૧
નાગનું બળ ખૂટી ગયું રે, ભાગ્યું કાલિનું જોર;
આંટા છૂટી ગયા અંગથી રે, ત્યારે કોપ્યા નંદકિશોર. સર્પ૦ ૨
યુદ્ધકર્યું કાલિ કૃષ્ણજી રે, કૃષ્ણજીની થઇ જીત;

---

પદ ૫-૧ વ્રજ—વ્રજમાંના લોક. ૪ રૂદન કરતું—( વ્રજ ). રહે—અટકે. પદ ૭—૧ સ્થૂલ—મોટું.

લક્ષગજ જોર સહુ ગયું રે, પછે થયો ભયભીત. સર્પ૦ ૩
સર્પની જ્વાળા અપાર છે રે, ગગન ભણી તે જાય;
ગુરૂના ચરણપ્રતાપથી રે, જશ દાસજ નરભો ગાય. સર્પ૦ ૪

## પદ ૮ મું.

કમળ ઉપાડ્યું કૃષ્ણજી રે, ફણા ફણામાં ઘાલી નાથ;
નૃત્ય કર્યું કાલિઉપરે રે, તેની શું વર્ણવું વાત. ટેક. ૧
કાલિ ઉપર ચઢ્યા કૃષ્ણજી રે, લેઇ બ્રહ્માંડ કેરો ભાર;
નાથ ઝાલી હરિ ભુજમાં રે, કરે ચરણકમળનો પ્રહાર. કમળ૦ ૨
જે જે ફણા ઉંચી કરે રે, આણી જોરનો અંકુર;
ચરણપ્રહાર તેમાં કરે રે, કાળિ થયો ચકચૂર. ,, ૩
વિમાન ઊભાં આકાશમાં રે, પુષ્પવૃષ્ટિ કરાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ નરભેરામજ ગાય. ,, ૪

## પદ ૯ મું.

દર્પ ઉતારિયો નાગનો રે, જ્યાં કર્યો ચરણનો પ્રહાર;
વ્રજલાલ શ્રીકૃષ્ણજી રે, વહે રૂધિરની ધાર. ટેક. ૧
નાગે વિચાર્યું છે મનમાં રે, મારા બળતણો નહિ પાર;
તે બળ ઉતાર્યું માહરૂં રે, કોઇ કારણ એ અવતાર. દર્પ૦ ૨
ફણા ફણાએ નૃત્ય કરે રે, વાગે જ્યાં જ્યાં હરિની લાત;

---

૩ લક્ષ ઈ૦—એક લાખ હાથીનું જોર કાલિયનાગમાં હતું તે સહુ ગયું
[…]શ પામ્યું. ૪ દાસ—'પાસ' એવો પાઠ છે.

પદ ૮—૧ કમળ—કાલિયનાગના દરામાં એક સુવર્ણ કમળ હતું એવી
[…]ાંતરમાં કથા છે. દયારામ લખ્યું છે કે એ સુવર્ણ કમળ આણી આપવા
[…] કંસે નંદને કહેવા પરથી કૃષ્ણે નંદને ન જણાવતાં કાલિયના ધરામાં
[…]ને તે આણ્યું હતું તથા તેજ પ્રસંગથી નાગને નાથ્યો હતો. (જુઓ
[…]ીનકાવ્ય પુસ્તક ૧૩ મું) પદ ૯—૧ દર્પ—ગર્વ.

## પદ ૧૦ મું.

હર્ખ પામ્યાં યશોમતી રે, આનંદ્યા નંદજી તાત;
વ્રજજન સર્વે બોલતાં રે, બળભદ્રની સાચી વાત.
સ્વામીનુ સંકટ જોઇને રે, નાગપત્ની સહુ પીડાય;
સ્તુતિ કરવા શ્રીકૃષ્ણની રે, ભુવન તજીને ધાય.
નાગણી દેખે કૃષ્ણને રે, કંદર્પ કોટિ બલિહાર;
આવીને આગે ઊભી રહી રે, જ્યાં વિશ્વતણો આધાર.
પુત્ર પુત્રીને સહુ નાગણી રે, આવી નમ્યાં હરિને પાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ નરભો ભક્તજ ગાય.

## પદ ૧૧ મું.

નાગપત્ની સર્વે બોલિયાં રે, જય જય કૃપાનિધાન;
તમને અમે નવ ઓળખ્યા રે, અમો મંદમતિ અજ્ઞાન. ટેક.
સ્તુતિ કરી ઘણી કૃષ્ણની રે, અમો જાણ્યા નહિ ગોવિંદ;
મૂકો મૂકો મારા નાગને રે, પ્રાણ છાંડશે એ મતિમંદ. નાગ૦
દુષ્ટનો મદ ઉતારવા રે, તમે હરિ ધારો અવતાર;
અમો તમને શું ઓળખું રે, જેનો વેદ ન પામે પાર. નાગ૦
અજ ઇંદ્ર ને સનકાદિક રે, તમ ધ્યાન ધરે મહેશ;
મુખથકી તે મૂકે નહિ રે, સહ  કૃણાર્થી ન ચૂકે શેષ. નાગ

---

પદ ૧૦—૩ કંદર્પ—કામદેવ. પદ ૧૧—૨ મતિમંદ—મંદબુદ્ધિવાળે ૪ અજ—બ્રહ્મા. સનકાદિક-સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર, એ ચાર બ્રહ્માના માનસ પુત્રો.

નામ સ્મરે જે તાહરૂં રે, તેના ત્રિવિધ તાપ સમાય;
ગુરૂચરણપ્રતાપથી રે, જશ ભક્ત નરભો ગાય. નાગ૦ ૫

## પદ ૧૨ મું.

તામસી દેહછે એહનો રે, તેની શી વર્ણવીએ વાત;
ઘટતો દંડ દેઇને રે, મૂકો મૂકો મારા નાથ. ટેક. ૧
ચરણરજ ઇચ્છે દેવતા રે, મોટા મોટા વિધિ ને ઇશ;
ભાગ્ય એહનું તો શું કહું રે, તે ચરણ કાલિને શીશ. તામસી૦ ૨
ચરણરજને ચહાય છે રે, ફરી ફરી વારંવાર;
કૃપા કરી હવે મૂકીએ રે, કરો એને અંગિકાર. તામસી૦ ૩
હાસ્ય કરીને હરિ બોલિયા રે, કાલિનાગને સુખ થાય;
ગુરૂના ચરણપ્રતાપથી રે, જશ ભકત નરભો ગાય. તામસી૦ ૪

## પદ ૧૩ મું.

યમુના જળતણું વિષ ફેડવું રે, કરે અમૃત સરખું આંય;
રમણક દ્વીપ તાહરો રે, કુટુંબ સહિત જા ત્યાંય. ટેક. ૧

---

પદ ૧—૧ તામસી–તમોગુણી–હિંસાત્મક. ૨ વિધિ—બ્રહ્મા. 'નિધિ' એવો પાઠ લેખકદોષથી થએલો જણાય છે.

પદ ૧૩—૧ ફેડવું–નાશ કરવું. રમણકદ્વીપ–એ નામનો બેટ. કાલિયનાગ અને બીજા ઘણા નાગ પ્રથમ ત્યાં વસતા હતા. નાગ ગરૂડનું ભક્ષ છે માટે ગરૂડ તે નાગમાંથી ઘણાકને પકડી જઈને ઉપદ્રવ કરતો હતો. તે ઉપરથી દરરોજ એક એક નાગ ગરૂડને આપવાની સરત કરી નાગલોકો ત્યાં સુખથી રહેવા લાગ્યા. એમ ચાલતાં એક વાર કાલિયનાગનો વારો આવ્યો ત્યારે તે ગયો નહિ અને ગરૂડ સાથે લઢવા તૈયાર થયો, પણ આખરે હારીને યમુનાના ધરામાં સંતાઇ ગયો; કેમકે યમુનાના ધરામાં ગરૂડથી જવાય નહિ

ચરણકમળ મારાતણું રે, ઇધાણ થયું તારે શીશ;
ગરૂડ તુજને નહિ દમે રે, એમ કહે જગદીશ. ,, ૨
મસ્તક તારે ચરણ માહરા રે, નહિ લે ગરૂડજી નામ;
ફણા ફણાપે ઇધાણ છે રે, કરશે તુજને પરણામ. ,, ૩
નાગણી પૂજે શ્રીકૃષ્ણને રે, જય જય વૈકુંઠરાય;
ગુરૂના ચરણપ્રતાપથી રે, જશ નરભેરામ ગાય. ,, ૪

## પદ ૧૪ મું.

ધન્ય ધન્ય ત્રિભુવન ધણી રે, સૌરભ કમળતણી માળ;
તે તો આપીછે શ્રીકૃષ્ણને રે, કરે વિદાય શ્રીગોપાળ. ટેક. ૧
મારો તારો સંવાદ છે રે, જે કો શીખે સુણે ને ગાય;
સર્પનો ભય નહિ તેહને રે, એમ કહેછે વૈકુંઠરાય. ધન્ય૦ ૨
સકળ મનોરથ પામશે રે, ધર્મલાભ મુક્તિ ને કામ;
વૈભવ ભોગવે તે સહુ રે, પછે આપું વૈકુંઠધામ. ધન્ય૦ ૩
કાલિનાગ કુટુંબ લઇને રે, રમણક દ્વીપમાં જાય;
ગુરૂના ચરણપ્રતાપથી રે, જશ જન નરભો ગાય. ધન્ય૦ ૪

---

એવો એક ઋષિનો તેને શાપ હતો તે કાલિય જાણતો હતો. એ ઉપરથી પદની બીજી કડીમાં કવિ લખે છે કે ‘ ગરૂડ તુજને દમે નહિ ’ ઇત્યાદિ. ૪ વૈકુંઠરાય —‘ વૈકુંઠનાથ ’ એવો પાઠ લેખકદોષનો જણાય છે.

પદ ૧૪—૧ સૌરભ–સુગંધી. સુગંધીવાળા કમળની માળા. સૌરભને ઠેકાણે ‘ સુવર્ણ ’ શબ્દ હોત તો ઠીક. ૩ લાભ—અર્થ નામે પુરૂષાર્થ.

# બોડાણાનીમૂછનાંપદ.

## કાફી ૧ લી.

જીવિત ધન્ય તમારૂં રે, બોડાણા કાંઇ બાકી નથી;
કર્યું તમે અજવાળું રે, લાવ્યા ઘેર લક્ષ્મીપતિ. ટેક. ૧
મહાપ્રયત્ન જ્યારે મનુષ્ય કરે તારે, ત્યારે પોતાની જાત,
ધન્ય જીવિત ધન્ય જનની તારી, તારી સકળ ગુજરાત;
મુજ જીહ્વાગ્રે રે, કરૂણા કરો એક રતિ. જીવિત૦ ૨
તીરથ અડસઠ ચરણ છે, અને નેત્રેથી ઝરે છે અમી,
તે અમી જુએ જન જીહ્વાગ્રે, હવે પછી રહી શાની કમી;
જો જીવ જાણે રે, તેને છે એને નામે ગતિ. જીવિત૦ ૩
ઇકોતેર કોટિ કુળ તમારાં, તાર્યાં પવિત્ર કર્યાં સર્વે દેશ,
મૂછ ઉગી તે એક બોડાણા તુજને, બાકી સર્વને કેશ;
વખાણી શકું નહિ રે, કોણ ગજું અલ્પમતિ. જીવિત૦ ૪
કહે નરભો છોટાલાલપ્રતાપે, ખાધી શું ઠ ભૂતળ તુજ માત,
મર્દ બોડાણા એક તું જ છે, લાવ્યો ચૌદલોકનો નાથ;
વેગળે જવાત નહિ રે, મુજ અપરાધીવતી. જીવિત૦ ૫

---

૧—૧ જીવિત—( આ ઠેકાણે સઘળે 'જીવક' એવો પાઠ છે, પણ તે શબ્દ બરાબર ન લાગવાથી સુધારીને 'જીવિત' શબ્દ લખ્યો છે ). ૨ જી-હ્વાગ્રે—જીભની અણી ઉપર. ૩ તીરથ ૬૦—તમારાં ચરણ એજ અડસઠ તીર્થ રૂપ છે, અને તમારાં નેત્રમાંથી કૃપા રૂપી અમૃત ઝરે છે. અને તે અમી ( અમૃત ) મનુષ્યો તારી જીભના ટેરવા ઉપર ( હરિ નામના જપ રૂપે ) જુએ છે. ૪ ઇકોતેર—'વિકોટિસ ' પાઠ અશુદ્ધ જણાય છે. ૫ ભૂતળ—પૃથ્વી ઉપર.

## કાફી ૨ જી.

મેં તો ભાળી વિશ્વમાં રે, ખોડાણા મૂછ તારે મુખે;
બાકી વિશ્વ સર્વ નીચું રે, વધારે વાળ વે'લું સુખે. ટેક. ૧
મૂછ વધારે છે મુખની ઉપર, નહિ સમરણ નહિ ધ્યાન,
વીશ ને બાર તે વિષયમાં કાઢે, પાણ લેશ ધરે નહિ ધ્યાન;
તેનું જીવિત તો રે, જાણજો ઉંચલે દુઃખે. મેં તો૦ ૨
ધન્ય ધન્ય ખોડાણા એક તુજને, જે વશ કર્યા જદુરાઈ,
સ્વર્ગ મૃત્યુ પા...ળ ત્રિલોકે, તમે જીતની જોડી બજાઇ;
શિવ શેષ સરખા રે, જેનું તો નવ ધ્યાન ચૂકે. મેં તો૦ ૩
કે' નરભો છોટાલાલપ્રતાપે, રટે કૃષ્ણ તેને તો મૂછ,
નહિ સમરણ તીર્થ ન કીધું, તેને શ્વાન પશુનાં પુચ્છ;
ઉગે છે એવાં રે, પાષાણ પડ્યો જનની કૂખે. મેં તો૦ ૪

## કાફી ૩ જી.

કેશવ ! મને કો'ને રે, પૂછવાને મન મારૂં;
શાં સુકૃત્યથી રે, નીરખે મુખ તમારૂં. ટેક. ૧
અજ ઇશને સુરપતિ સરખા, સ્વપ્ને સ્પર્શ ન થાય,
તે મુખ નીરખે પશુ પંખી ને પ્રાણી, નૃત્ય કરે વળી ગાય;
ધન્ય ધન્ય સહુને રે, ભાગ્ય [ તેનું ] બહુ સારૂં ! કેશવ૦ ૨
ચરણામૃત પ્રસાદીને માટે, બ્રહ્મા મીન થયા'તા જોય,

---

૨-૨ વીશ ને બાર-બત્રીશ ( વર્ષ ) તેનું ઈ૦—તે પોતાનો જીવતર રૂપી બોજો દુઃખે કરીને ઉંચકે છે ' ઉંચે ' એ પાઠ છે તે પ્રમાણે અર્થ કરીએ તો, તેનુ જીવતર ઉંચા પ્રકારના દુઃખમાં જાય છે. પણ નરભેરામ કવિના સંબંધમાં આ કષ્ટકલ્પના લાગે છે માટે પેહેલાનો પાઠ રાખ્યો છે. ૩ જોડ તાળ જોડી. ૩—૨ ઈશ—મહાદેવ. સુરપતિ-ઇંદ્ર.

એવું અમૂલ્ય દુર્લભ દેવતાને, જે સેંજે પામે સર્વ કોય;
માટે મનુષ્ય દેહ રે, ફરી ફરી વિચારૂં. કેશવ૦ ૩
એહ સુખ આપ્યું છે બોડાણે, સર્વ માટે વાવી સુખવેલ,
કે' નરભોગુરૂચરણ પ્રતાપે, નીરખી રંગની રેલ;
છબિલા તારે છોગે રે, તન મન ધન વારૂં ! કેશવ૦ ૪

## કાફી ૪ થી.

બોડાણા મુખ તારે રે, ઉગી મૂછ મેં ભાળી;
ગુજરાત સર્વને રે, કરાવી કોટિ દીવાળી. ટેક. ૧
મચ્છ કચ્છ વરાહ રૂપ ધર્યું'તું, તે છે એ જદુવીર,
વિશ્વંભર મંથ્યો સાગર જઇને, થાપી ધરા કરીને સ્થિર;
જે બ્રહ્માદિકના રે, લાવ્યા વેદ વાળી. બોડાણા૦ ૨
નૃસિંહ વામન પરશુરામજી, જેણે કર પરશી ગ્રહી,
તે જ્યોત ડાકોરમંદિરે દીઠી, કયમ કરીને શકું કહી;
શું ગાઉં એક જીભે રે, રહું રૂપને ન્યાળી. બોડાણા૦ ૩
દશરથનંદન તન વસુદેવના, જનકસુતાના પતિ,
વૃષભાનકુમારીવિહારી, વખાણું શી મારી મતિ !
પુત્ર કૌશલ્યાના રે, યશોદાના વનમાળી. બોડાણા૦ ૪

---

૩ દેહ-( દેહ મળે એવું ). ૪—૨ વેદવાળી લાવ્યા— ( શંખાસુર પાસેથી ). ૩ જ્યોત-તેજ— તેજોરૂપ મૂર્ત્તિ ૩ શું ઇ૦—'ન થાવું એકથી બે રે ' એવો પાઠ અશુદ્ધ જણાય છે.

૪ દશરથ ઈ૦—જે એક વખત દશરથના નંદન ( પુત્ર ) હતા, અને જે એક વખત વસુદેવના તન ( પુત્ર ) હતા, તેજ આ ડાકોરમાં છે. વળી જે જનકસુતા( સીતા )ના પતિ હતા, તથા જે વૃષભાનકુમારી( રાધા )ના

બુધ કલ્કિ દશ ચૌદની આદ્દ, તેનો મર્મ ન જાણે કોય;
રણછોડજીના ભૂષણ અધિદૈવત, ભૂતળે ઉતારે સોય;
છોટાલાલપ્રતાપે રે. નરભે પ્રીતે ચરણ ઝાલી. બોડાણા૦ ૫

## કાફી ૫ મી.

ધન્ય ધન્ય બોડાણા રે, ઉગી મુખ મૂછ તને;
દેવ બ્રહ્માની આદ્યે રે, સમર્થ એથી ભાસ્યો મને. ટેક. ૧
ભૂતલમાં જ્યારે ભાર થયો હતો, મૂળ દશમની વાત,
ગાયને રૂપે ધરાએ ધાઇને આગે. જઈ હરિને કરી ફરિયાદ;
દૈત્ય દુઃખ દેછે રે, ઘણું ઘણું રજની દિને. ધન્ય૦ ૨

---

વિહારી હતા, તેજ આ ડાકોરમાં છે. વળી જે કૌશલ્યાના પુત્ર રામ હતા, તથા યશોદાના પુત્ર વનમાળી હતા, તેજ આ ડાકોરમાં છે.

૫ બુધ ઇ૦—આ પદમાં મત્સ્યાવતારથી માંડીને અનુક્રમે કૃષ્ણાવતાર સુધી આઠ અવતાર કહીને દશ પૂરા કરવા સારૂ બુદ્ધ અને કલ્કી અવતાર પણ કહ્યા છે. એ દશ અવતાર દશ ચૌદ (ચોવીશ) અવતારમાં આદે (આદિ—મુખ્ય ) છે. અથવા ચૌદ બ્રહ્માંડમાં મુખ્ય છે, તેનો મર્મ કોઇક જાણે છે. અર્થાત્ વિષ્ણુ દેવ એજ સર્વ અવતારનું કારણ છે અને તે દેવ હાલ ડાકોરમાં મૂર્તિમાન્ બિરાજે છે. અધિદૈવત—દૈવી ગુણવાળાં. એ ભૂષણને નરભેરામ પ્રીતે ચરણ ઝાલીને ભૂતળે ( અર્થાત્ નીચે ) ઉતારે છે. ( શયન કરાવતી વખતે ). ડાકોરના રણછોડજીની સેવા કરવાનો પ્રસંગ નરભેરામને મળ્યો હશે એમ આ ઉપરથી અનુમાન થાય છે.

૫—૧ દેવ ઇ૦—અર્થાત્ તું રણછોડજીને ડાકોરમાં લાવ્યો તેથી બ્રહ્મદેવ કરતાં પણ તું મને વિશેષ સમર્થ દેખાયો.

૨ મૂળ ઇ૦—હું જે વાત કહુંછું તે મૂળ ભાગવતના દશમસ્કંધની છે. ધરાએ ઇ૦—ધરા ( પૃથ્વીએ ) ગાયને રૂપે આગળ ધાઇને ( દોડીને ).

શંકર વિરંચિ દેવ તેત્રીશ ક્રોડ તે, સર્વ કો ભેગા થયા,
ગાય રૂપે ધરા આગળ કરીને, ક્ષીર સાગરમાં ગયા;
ત્યાં તો કરી પછી સ્તુતિ રે, સર્વે જોડી ભુજને. ધન્ય૦ ૩
ઘણા દિન સ્તુતિ કરી જ્યારે, ત્યારે હરિ બોલ્યા એક વાર,
યમુના તટ દેવકી ઘર આવું, હરવા ભૂતળનો ભાર;
એટલી તો વાણી રે, કહી'તી મધુસૂદને. ધન્ય૦ ૪
તેડવા ગયા'તા દેવો સર્વે, તેત્રીશ ક્રોડ વિધિ રૂદ્ર શરણ,
એકલો બોડાણો હરિને લાવ્યો, માટે વખાણી મૂછ;
રટ નરભા ગુરૂ સ્થિર રે, પછે બનનારી બને. ધન્ય૦ ૫

## કાફી ૬ ઠ્ઠી.

પોઢ્યાતા ક્ષીરસાગરે રે, વળી પ્રભુ પ્રાગવડે;
તે દીઠા ડાકોરમાં રે, હવે શીદ હું દેહ અડે? ટેક, ૧
એણી રીતે હરિ સુખમાં સૂતા, ને વિશ્વમાં વાધિયો ભાર,
ધર્મ કર્મ દૈત્યે ઉચ્છેદ કીધાં, દેવો ગયા કરતા પોકાર;
ધરા ગૌ રૂપે રે, પ્રભુને ચરણે પડે. પોઢ્યાતા૦ ૨
તેત્રીશ ક્રોડ દેવો સ્તુતિ કરે છે, ફરી ફરી વારંવાર,
આકાશવાણી વિષ્ણુએ ઇમ ભાખી, ધરશું અમો અવતાર;

---

૩ વિરંચિ—બ્રહ્મા. ૫ એકલો ઇ૦—આ કડીમાં ઉપલી લીટીના 'શરણ' શબ્દનો પ્રાસ મળતો નથી. "માટે વખાણી મૂછ બોડાણાની, જેથી લાવ્યો હરિને કરી હરણ;" એમ હોત તો ઠીક. બનનારી—જે થવાનું હોય તે.

૬—૧ પ્રાગવડે—પ્રયાગવડના પાંદડામાં. હવે ઇ૦—તેમનાં દર્શન કરવા જવાને હું દેહ ( મારો દેહ. ) શીદ અડે ( અટકે )? અર્થાત્ હવે પાસે હોવાથી દર્શન સુલભ છે. ૨ ઉચ્છેદ કીધાં—નાશ કર્યાં.

જન મારાને રે, દુષ્ટજ દૈત્ય નડે. „ ૩
પુત્ર કાં'વ્યા દેવકી જશોદા, કંઈ દૈત્ય લગાડ્યા લંક,
કેશ ગ્રહીને કેશવે કંસ પટક્યો, પછે અનંતકોટિ અસંખ્ય;
દહાડી દાણ઼ ઘાટે રે, લુંટે મહીડું ને લઢે. „ ૪
ભાર ઉતારવા માટે ભારત રચ્યું, હરિ બેઠા તમાશો જોય,
અઢાર અક્ષોહિણી દળ આટવાયું, તેનો મર્મ ન જાણે કોય;
હણ્યા હાથે વિરલા રે, બારોબાર ઘાટ ઘડે. „ ૫
હરિ અંધારામાંહી વિશ્વ બૂડ્યું છે, જે હરિ હોય કે નો'ય,
ગુરૂચરણપ્રતાપથી નરભો કહે જે, હોય હોય ને હોય;
જેણે નવ જાણ્યા રે, તેહના ભવ બેઠા ભડે ! „ ૬

## કાફી ૭ મી.

વખાણવાને લાયક રે, મૂછ તો પાંચ ખરી;
બીજી મૂછ હળવી રે, કોઇ ઘણી કો જરી. ટેક ૧
મેહેતો બોડાણો ને પુંડરિક ત્રીજા, ચોથા શુક જતી,
પાંચમી મૂછ તો કેની વખાણું, લાવ્યો ગંગા ભાગીરથી;
વિશ્વ સર્વને રે, મૂક્યો ઉપકાર કરી. વખાણ૦ ૨

---

૩ જન ઇ૦—મારા જનને–મારા ભક્તને. ૪ લંક લગાડ્યા—ઠેકાણે પાડી દીધા ( વક્રોક્તિ ). અથવા હરિના મારવાથી સ્વર્ગ પામ્યા. અસંખ્ય ( દૈત્યો ). ૫ ભારત રચ્યું—ભારતનું યુદ્ધ ઊભું કર્યું. ૬ ભડે બેઠા —નાશ થયા .

૭—૧ કોઇ ઇ૦—બીજાની મૂછ હળવી છે, પછી તે કદાચ કોઇની ઘણી મોટી હશે અને કોઇની જરી ( થોડી ) હશે. ૨ મેહેતો—નરસિંહ મેહેતો. પુંડરિક—એ નામનો હરિભક્ત રાજા.

સુણશે તેને તો સંદેહ આવશે, જે બીજી મૂછ શે તુલ્ય !
(પણ) કોઇ હીરો પચીશ પચાશે, સહસ્રમાં હીરો કોઇ અમૂલ્ય;
ફેર એટલો રે, જો જો હૃદેમાં ધરી. વખાણ૦ ૩
મેહેતેજીએ કહી કહીને રાખ્યો, જે લક્ષ્મીનો નાથ,
બોડાણો પ્રત્યક્ષ પ્રભુ ઘેર લાવ્યો, તેણે તારી સકળ ગુજરાત;
પ્રત્યક્ષ પ્રભુને રે, નીરખે સહુ નયણાં ભરી. વખાણ૦ ૪
શ્રીમદ્ભાગવત શુકજીએ મૂક્યું, કેવળ અમૃતપાન,
પુંડરિકે લક્ષ્મીવર ઘેર રાખ્યા, તે ધરે દક્ષિણ સહુધ્યાન;
ધન્ય મૂછ તેની રે, જેણે ભુવને રાખ્યા હરિ. વખાણ૦ ૫
સ્વર્ગભુવનથકી ગંગાને લાવ્યા, ભૂતળે ભાગીરથી,
એ પાંચ મૂછનાં વખાણ કરવાં, પહોચે નહિ મારી મતિ;
સ્પર્શેને ગંગા રે, તે ભવ જાયે તરી. વખાણ૦ ૬
વિશ્વ સર્વમાં પ્રાણી સર્વ કો, જેને હરિ મળવાના કોડ,
નિશ્ચય કરી તમે સહુ કોઇ નીરખો, તે ડાકોરમાં રણછોડ;
ગુરૂચરણથી રે, નરભો રહ્યો નિશ્ચય કરી. વખાણ૦ ૭

## કાફી ૮ મી.

રાજા બલિ ને હરિશ્ચંદ્ર રે, પરાક્રમ તારૂં તેથી ખરૂં;

---

લાવ્યો ઇ૦—જે ભાગીરથી ( ભગીરથ ) ગંગાને લાવ્યો તે તેની મૂછને વખાણું.

૩ સહસ્રમાં ઇ૦—પણ અમૂલ્ય હીરો તો સહસ્રમાં કોઇકજ હોય. 'પચીશ' ને ઠેકાણે 'પરી' એવો પાઠ લેખકપ્રમાદથી થયેલો લાગેછે.

૫ મૂક્યું—( તેમની પછી થનારી પ્રજાને માટે ) કરી મૂક્યું. દક્ષિણ—દક્ષિણ દેશ. ૬ ભગીરથી—ભગીરથ. સ્પર્શે—જે સ્પર્શ કરે.

માટે મૂછનો કણીકો રે, તારો તો મારે હૃદયે ધરૂં. ટેક. ૧
બ્રહ્મા સૂરજ વળી ઇંદ્ર ત્રીજા, બલિ હરિશ્ચંદ્ર પાંચમા સાર,
તે સર્વેથી સવાયો બોડાણો, ચાસણીવા અધિક નિરધાર;
અરથ જડે જેને રે, આપે હરિ જેને હરૂં. રાજા૦ ૨
એણી વાતે ગાડું ઘાંચમાં પડિયું, અરથ જડે નીકસે,
ડાહ્યા વિચક્ષણ વિચારી જોજો, વધઘટનો નીવેડો થશે;
મૂરખને તો શું છે રે, વિચક્ષણને વળગ્યું વરૂ. રાજા૦ ૩
રાજા ચતુર નર તે તો ખોળો, વિચારો ગલીકૂંચી સમેત,
જ્ઞાનની દૃષ્ટિએ જોશો તો જડશે, જે પર હરિનું હેત;
અરથ જડે તેને રે, મૂરખ બોલે અરૂપરૂ. રાજા૦ ૪
મૂછ બોડાણાનીનો એક કણીકો, તે રાખું હૃદયાસાથ,
ધન્ય જીવિત ને ધન્ય તારી જનની, ધન્ય ધન્ય હરિ કીધા હાથ;

---

પદ ૮—૧ તેથી—તેમના કરતાં ખરૂં—અર્થાત વિશેષ. ૨ બલિ—'બન' પાઠ લેખકદોષથી થયેલો જણાયછે ચાસણીવા— એક ચાસણી જેટલો. શુદ્ધ કરેલા સોનાનો કકડો નમુના દાખલ કાપી લેવામાં આવેછે તેને ચાસણી કહેછે એક તોલામાં તે ચાસણીનો કકડો નાખવાથી જેટલું વજન વધે તે ચાસણીવા વજન વધ્યું કહેવાય. અરથ—શા માટે બ્રહ્મા વગેરે પાંચ કરતાં બોડાણો વધારે વખાણવા જેવો છે તેની સાબિતી રૂપ અર્થ. હરૂં--હરવર---સ્મૃતિ. અથવા હૃદય કે સર્વ.

૩ ઘાંચમાં—ખાડામાં (એ કારણ બતાવવાની બાબતમાં). નીકસે—નીકળે વધઘટનો—બોડાણો મોટા કેમ અને બ્રહ્માદિક નાના કેમ તેનો. વરૂ--વરૂ વળગે તેમ ચોટે. અર્થાત્ આ વાતનું કારણ શોધી કાઢવાનો યત્ન વિચક્ષણ હોય તેજ કરે.

૪ ગલીકૂંચી—સૂક્ષ્મ હકીકતો. જે પર હ૦—જેનાપર હરિનુ હશે તેને જડશે. 'પરહુરીનુ' એ પાઠ અશુધ્ધ જણાવછે. અરૂપરૂ તહીં—આમ તેમ—ગમે તેવું.

છોટાલાલપ્રતાપે રે, નરભો હરિ સામો સરૂં. રાજા૦ ૫

## કાફી ૯ મી.

બલિ સરખા બોડાણા રે, જીહ્વા મુજ બોલે જરી;
ક્ષણમાં કરૂં કડકા રે, ને વેગળી નાખું પરી. ટેક. ૧
બલિને બા'ર કોઇ જોવું ન પામે, એટલી મોટી ચૂક,
બોડાણાને ઘેર વિષ્ણુ રહ્યા છે, તે વિશ્વ જુએ સુખે મુખ;
જુઓ એ સવાઇ રે, બોડાણાની અદકી જરી. બલિ૦ ૨
બલિ રાજા એકલાની સામગ્રી, યથાશકિત ઘરજોગ,
રાણછોડજીને સામગ્રી ક્ષણ ક્ષણમાં, ને ભાત ભાતના ભોગ;
પરવાર ન આવે રે, બીડી મુખમાંય ધરી. બલિ૦ ૩
શણગાર આવે સાઠચકુજારકેરો, તે મૂકી કરંતા સરત,
ધરાવીને બીજો શણગાર આવે ત્યારે, પેહેલો ઉતારે તરત;
એણી રીતે શણગાર રે, ધરે છે હરિ ફરી ફરી. બલિ૦ ૪
ત્રણ ડગલાંકેરી આંટીમાં આવ્યા, પૂરૂં ન થાય હદ્દ ધરો,
આંટી વિના બોડાણાજીએ, દેહ આપે કુરબાન કર્યો;

---

૫ મૂછ બોડાણાનીનો—બોડાણાની મૂછનો. તે રાખુ—'તેવું' પાઠ લેખકદોષનો જણાયછે. હાથ કીધા—વશ કર્યા. સરૂ—સરૂ છે અથવા સરૂં—જાઉં.

૯—૧ વેગળી ઈ૦—પરી ( દૂર કરીને ) તેને વેગળી નાખું—ફેંકી દેઉં. ૨ પાછલા પદમાં જે અર્થ શોધવાનો કહ્યો છે તેનો પાંચ પદથી ખુલાસો કરે છે: બલિને ઈ૦—બલિરાજાને બારણે હરિ છે તો ખરા પણ તેનાં દર્શન કોઈને થતાં નથી એટલી તેનામાં ખામી છે. સવાઇ—સવાગણી મોટાઇ. ૩ પરવાર—અવકાશ.

તે માટે એ સવાયા રે, જુઓ તોલ વજન કરી. બલિ૦ ૫
ખરી વાતે કાંઇ ખાર ન કરવો, વેદ વદે ગ્રહી નેક;
જન નરભો ગુરૂચરણપ્રતાપે, કરે પુત્ર પિતાનો ન્યાય એક;
એણી રીતે ચાલું રે, સુખે ભવ જાઉં તરી. બલિ૦ ૬

## કાફી ૧૦ મી.

રાજા હરિશ્ચંદ્ર કરતાં રે, બોડાણો કયમ મોટો ઠર્યો;
કોઇ કે'શો ઇમ મુખથી રે, નાનો મોટો શાને કર્યો? ટેક. ૧
હરિશ્ચંદ્ર કરતાં બોડાણા સવાયા, ચાસણીવા અધિક વિશેષ,
ચાસણી અધિક ને ઓછો જો ભાખું, તો લાજે ગુરૂનો ટેક;
માટે તોલ વજને રે, નિવેડો કાઢી કરવો ખરો. રાજા૦ ૨
હરિશ્ચંદ્ર રાજાએ પુરી એક પોતાની, તારી કિટ પતંગ નિર્ધાર,
બોડાણો ગુજરાત તારવા બેઠો, ગામ ગણતાં ના'વે પાર;
માટે એ સવાયા રે, મુક્તિભંડાર નર્યો. રાજા૦ ૩
હરિશ્ચંદ્ર રાજાએ ના નવ ભાખી, જો કર્યો કોટિ ઉપાય,
સવાભારનું દાન તો આપ્યું, બોડાણાને પ્રગટ શ્રીરણછોડરાય;
જેને થાય ઝાંખી રે, તેને તો નવ મૂકે પરો. રાજા૦ ૪
દ્રવ્યના દાતાર ઘણા ભૂતળમાં, કે'તાં પાર ન પામું અનેક,
કૃષ્ણ પદરજકેરો જે દાતા, તે એવો દેખાડો કોઇ એક;

---

૫ ત્રણ ઇ૦—બલિ રાજા તો જ્યારે ત્રણ ડગલાં પૃથ્વી આપવાની આંટીમાં (અડચણમાં) આવ્યા અને તે પૂરૂં ન થયું ત્યારે તેમણે કહ્યું કે હવે તમારૂં એક પગલું મારા હૃદય ઉપર ધરો. ૬ એણી રીતે—એ ન્યાયની રીતે.

૧૦—૩ પુરી-નગરી. ૪ સવાભારનું-સવાભાર સોનાનું. 'કટાનનું' એવો પાઠ અશુધ્ધ લાગે છે. પરો—દૂર.

ચાલો ડાકોર ચાલો ડાકોર કહી, ભક્ત પુકારી ગાય;
તોય જે કો ના'વે રે, તેને શાનું અજવાળું? મૂછ૦ ૪
સૂરજ ભૂતળ કરે અજવાળું, અંધ ઘૂવડનું તિમિર ન જાય,
એમ બોડાણે તો કર્યું અજવાળું, પણ શઠને અવગુણ થાય;
કહેછે નરભો રે, પ્રીતે હરિચરણ ઝાલું. મૂછ૦ ૫

## કાફી ૧૩ મી.

ડાહાપણ વિધિ વા'લું રે, ભાત ભાત ઘાટ ઘડે;
મૂછ બોડાણાજીકેરી રે, બ્રહ્માને ન પાર જડે. ટેક. ૧
કયહાં વિધિ ને કયહાં બોડાણો. કહો શો ફેર? છે અપર પાર,
વિધિ કરતાં બોડાણાજી છે ડાહ્યા, તે શું કહું વારંવાર;
વિધિથી ડાહ્યા તો રે, એ વાતનો સંદેહ અડે. ડાહાપણ૦ ૨
ચાર મુખે વિધિ વેદ રટેછે, તે કરતા અહરનિશ ગાન,
તેત્રીશક્રોડ દેવ રૂદ્રની આદે, તે સર્વતણું છે માન;
દેવ સરિખા રે, બ્રહ્માજીને પાય પડે. ડહાપણ૦ ૩
પદ પંદરમામાં સંદેહ છે એનો, ડાહ્યા વિચક્ષણ કરે જો વિચાર,
શોધીને જોજો હું તો શાણાને કહુંછું, ત્યાં થકી જડશે સાર;
અરિષ્યાના જીવન રે, તે નર તો નિશ્ચય નડે. ડાહાપણ૦ ૪

---

૪ તે માટે—'તેની માટે' એવો પાઠ ગ્રામ્યપ્રયોગનો છે. ૧૩—૧ વિધિ—બ્રહ્માને. ઘટ—( મનુષ્ય, પશુ, પક્ષી, સરીસૃપ વગેરેના ). ૨ કહો ઇ૦—કહો બન્નેમાં શો ફેર છે? જવાબ કે અપરંપાર ફેરછે.

૪ પદ પંદરમામાં—પંદરમા પદની ત્રીજી કડી જુઓ. "બોડાણો ડાહ્યા બ્રહ્મા ઈંદ્ર કરતાં" ઇત્યાદિ. એ પદમાં પણ સંશયજ મૂકયો છે પણ તેપછીનાં બે ત્રણ પદમાં તેનો ખુલાસો બતાવ્યો છે. ( જુઓ પદ ૧૫ માની કડી ૪ થી ).

મનુષ્યાદેહ પામી હરિજશ નવ ગાયા, નહિ કીર્તન નહિ ધ્યાન,
કહે નરભો છોટાલાલપ્રતાપે, હરિકથા સુણી નહિ કાન;
તેવી મનુષ્યાદેહ રે, જાણજો બેઠી ભડે. ડાહાપણ૦ ૫

## કાફી ૧૪ મી.

વિધિથી ડાહ્યા રે, બોડાણા બહુ ભારી;
મૂછ વખાણવા સમરથ રે, નથી કાંઇ મતિ મારી. ટેક. ૧
વિધિમાં વિધિપણું જો હોય જરી, એ વત્સગોપ હરે કુણકાજ;
એક હરિનાં બહુધા રૂપ બનિયાં, તે પોતે શ્રીવ્રજરાજ;
વત્સગોપ સર્વે રે, થયા પોતે ગિરિધારી. વિધિ૦ ૨
દશ દિવસ સુધી એમ ચલાવ્યું, પ્રીતે પ્રેમને રહ્યા જડી,
માતા બાળક વત્સ કોઇ ન જાણે, એની કળ કોને નવ પડી,
પછે આવ્યા વિધિ રે, સોંપ્યાં સર્વ હારિ. વિધિ૦ ૩
ગુનેગાર થયા વિષ્ણુજીકેરા, ઓશિયાળા માનભંગ,
મુક્તના મણિ બ્રહ્માજી ખડિયા, આવી શિવ સમારે અંગ;
એવું થાય શાને રે, તે જો જાણે મુરારિ. વિધિ૦ ૪

---

તો ( હરિભક્તને ) નિશ્ચય નડેછે—તેઓ બોડાણાને બ્રહ્મા કરતાં મોટો કબૂલ કરતા નથી. ૫ ભડે બેઠી—નાશ પામી.

૧૪—૧ પાછલા પદમાં બ્રહ્મા કરતાં બોડાણા ડાહ્યા છે એટલો ઉપક્રમ માત્ર કર્યો છે તે ઉપપત્તિ સાથે અહીં કહી બતાવે છે: વિધિથી ઇ૦.

૨ વત્સગોપ—વાછરડાં અને ગોવાળા ( વ્રજમાંથી ). ૩ પ્રીતે ઇ૦—કૃષ્ણ પોતે પ્રીતિથી પ્રેમને જડીને ( સજ્જડ કરીને) રહ્યા. કળ નવ પડી—સમજાયું નહિ. સર્વ—વત્સ અને ગોપ.

ચરણામૃત પ્રસાદીને માટે, બ્રહ્મા મીન થયા દીન રંક,
ના'ણ્યું ચરણામૃત ના'વી પ્રસાદી, હરિ હૃદયે દાઝંયાનો ડંખ;
પછે કહે બ્રહ્મા રે, હવે મેં જખ મારી. વિધિ૦ ૫
જે ચરણામૃત જે પ્રસાદી, ના'વી બ્રહ્માને ખરૂં,
તે ચરણામૃત તે પ્રસાદી, ગુજરાતને સે'લ કરૂં;
પછે હાથ નાખું રે, મૂછપર ખુંખારો. વિધિ૦ ૬
વિધિએ જાણ્યું કાં મુને વે શાપે, ઓશિયાળા અતિશે થયા;
કહે નરભો ગુરૂચરણપ્રતાપે, કાચે તાંતણે બાંધ્યા ગયા;
તે માટે બોડાણો રે, એ બે હાથે બલિહારી. વિધિ૦ ૭

## કાફી ૧૫ મી.

મૂછ બોડાણાકેરી રે, કોય ન શકે કળી;
વર્ણન નવ થાયે રે, એવી તો વાંકડી વળી. ટેક. ૧
ઉંધે મસ્તક જઠરાગ્નિમાં, પ્રાણી સર્વને સંકટ થાય,
ઘણીક સ્તુતિ તો કરે શ્રીકૃષ્ણજીની, છોડો છોડો જદુરાય;
તે પળ ક્ષણનો રે, જીહ્વા ખરી તારી પળી. મૂછ૦ ૨
બોડાણો ડાહ્યા બ્રહ્મા ઇંદ્ર કરતાં, હનૂમાન સરખો એ ખરો,
માખણથકી બોડાણાજી સુંવાળા, એવો અર્થનો નિવેડો કરો;
બોડાણાજીની ઉપર રે, મન મુજ રહ્યું છે હળી. મૂછ૦ ૩
બે ત્રણ પદ જ્યારે પૂરાં થશે, ત્યારે અર્થ સંભવશે વાત,

---

૫ મીન—માછલું. નાણ્યું—ન આણ્યું ( નદીમાં હાથ ધોવાને બહાને પણ ). ૭ વિધિએ ઇ૦—બ્રહ્માએ જાણ્યું કે કાં મુને ( મને ) વે (તે) શાપે. "વિધિએ જાણ્યા કામુની વે શાપે" એવો પાઠ છે. કદાચ તે ઠેકાણે 'મીન વેશ આપે' એમ હશે.

* ૧૫—૨ તે પળ ઇ૦—તે પળમાં અને તે ક્ષણમાં. પળી—ઉચ્ચાર કરવાને ચલાયમાન થઈ. ૩ હનૂમાન-ઈ૦—હનૂમાનની બરાબરીનો છે.

ગુરૂચરણપ્રતાપે કરીને, નમે નરભો જોડી જોડી હાથ;
મનુષ્યદેહ બોડાણાની રે, ભલી ભલી સફળ ફળી ! મૂછ૦ ૪

## કાફી ૧૬ મી.

બોડાણો ડાહ્યો ડાહ્યો રે, ઈંદ્રરાય કરતાં ડાહ્યો;
તેને માટે મૂછમાંથી રે, કાણીકાનો જસ ગાયો. ટેક૦ ૧
પ્રથમ વિષ્ણુએ સાગર મથિયો, કાઢ્યાં રત્ન બેઉ ને બાર,
જેને ઘટે તેને તેવાંજ આપ્યાં, ઈંદ્રને આપ્યાં ચાર;
સમર્થ એવા રે, જે નિરંજન રાચો. બોડાણો૦ ૨
નરકાસુરે ઇંદ્રરાજાનું લીધું, છત્ર ચમર કુંડળ સાથ,
ત્યારે ઈંદ્રે ત્રાહ્ય ત્રાહ્ય કરતાં, હરિને કરી ફરિયાદ;
પૂછે હરિ મારો રે, જે ભૂમિતણો જાયો. બોડાણો૦ ૩
સત્યભામા પટરાણી રીસાવ્યાં, લાવો પારિજાતક મુજધામ,
ગરૂડપાસે વૃક્ષ ઉપડાવ્યો, ત્યારે શાને કર્યો સંગ્રામ;
નાપ્યું રાજી થઇને રે, પાછળથી પસ્તાયો. બોડાણો૦ ૪

---

૪ બે ત્રણ છં૦—આ પછીનાં બે કે ત્રણ પદ પૂરાં થશે ત્યારે બ્રહ્માદિ કરતાં બોડાણા શામાટે મોટા છે તથા માખણથી કેમ સુંવાળા છે તથા શા માટે હનૂમાનની બરાબર છે તે સર્વેનો ખુલાસો થઇ જશે.

૧૬—૧ ઈંદ્ર કરતાં કેમ બોડાણો મોટો તેનો ખુલાસો કરેછેઃ બોડાણો ઈ૦. ૨ બેઉ ને બાર—ચૌદ. લક્ષ્મી, કૌસ્તુભ, પારિજાતક, સુરા, ધન્વંતરિ, ચંદ્રમા, કામદુધા ગાય, ઐરાવત હાથી, રંભા, સપ્તમુખી અશ્વ, અમૃત, શાર્ઙ્ગ ધનુષ્ય, શંખ અને વિષ, એ ચૌદ રત્ન સમુદ્રમાંથી નીકળ્યાં હતાં. ચાર—ઐરાવત હાથી, કામદુધા ગાય, રંભા અપ્સરા અને પારિજાતકનું પુષ્પવૃક્ષ, એ ચાર ઇંદ્રને આપ્યાં, ૩ ભૂમિતણો જાયો ( પુત્ર )—પૃથ્વીનો પુત્ર—નરકાસુર. હે હરિ ! નરકાસુરને મારો.

૪ નાપ્યું—ન આપ્યું. રાજી—'રાયજી' પાઠ પ્રમાદથી થયેલો લાગેછે

ઓડાણાને વિષ્ણુએ એમ ભાખ્યું જે, વહેલ મારેકાજે લાવ,
રથ માફા ને હાથી ઘોડા છે, ત્યારે તેમાં બેશી મુજ ઘર આવ;
નવ કહ્યું એવું રે, તે સર્વથી સવાયો. ઓડાણો૦ ૫
ઓડાણે રીઝાવ્યા તેમ રીઝયા, વરત્યું હરિનું મન,
કહે નરભો ગુરૂચરણપ્રતાપે, રાખ્યા રાખ્યા હરિ ભુવન;
જીવ ગુજરાતનો રે, અભય પદવી પાયો. ઓડાણો૦ ૬

## કાફી ૧૭ મી.

પૂરી મૂછ ઓડાણા રે, નથી રહી લેશ મણા;
નમ્રતા કોમળતા રે, માખણથી સુંવાળા ઘણા. ટેક. ૧
માખણથકી જ્યારે સુંવાળા ઝાઝા, એની વાતનો સંદેહ ખરો,
એણી વાતે ગાડું ઘાંચમાં પડિયું, પદ છઠ્ઠું સમાસ કરો;
પછી કાંઈ કે'જો રે, વિચાર કરી તેહતણા. પૂરી૦ ૨
મૂરખ નરને માઠું લાગશે, નહિ કરે પ્રમાણ,
આપ આપની ઈર્ષ્યાએ જે બળશે, ઓલવે તેને બીજો કોણ;
અર્થ જડે તેને રે, જે હોય શાણા ઘણા. પૂરી૦ ૩
રખે જાણો જે ઓડાણો મનુષ્ય છે, શું કહું વારંવાર,
બ્રહ્મા સરિખા વળી ઇંદ્રની આદે, સર્વતણો સરદાર;
વશ કર્યો વા'લો રે, જેને નમે રાંક રાણા. પૂરી૦ ૪
જન નરભેરામ ગાય છે પ્રીતે, જોડીને પરછંડ,
મનુષ્ય ઓડાણાને જીવ્હા જો બોલે, તો ક્ષણમાં કરૂં શતખંડ;

---

૧૭—૨ પદ છઠું ઇ૦—પાછળ ગયેલું છઠ્ઠુ પદ જુઓ; એ પદમાં આ બાબતનો ખુલાસો મળશે. ( પદ ૧૮મા માં એનો ખુલાસો છે ). ૪ રખે —'ન છે' પાઠ અશુદ્ધ જણાય છે.

રાખ્યો રાખ્યો ભુવન રે, જેને રટે સહસ્રફણા. પૂરી૦ ૫

## કાફી ૧૮ મી.

માખણથી સુંવાળા રે, તે બોડાણા મેં ભાળ્યા;
માટે મૂછને વખાણી રે, સંદેહ સર્વે ટાળ્યા. ટેક. ૧
માખણ સરખા બોડાણા કહું તો, ક્યમ કહેવાયે જરી,
માખણ સમોવડ મુખેથી કે'તાં, જીવ્હા ખંચાયે ખરી;
ગુર્જરજીવ સહુને રે, નરક જતાં ખાળ્યા. માખણ૦ ૨
ક્યહાં કઠિનતા માખણકેરી, ક્યાં બોડાણાની નરમાશ,
માખણ બોડાણા વચ્ચે ફેર કહે તો, તે ક્યાં જમીન ક્યાં આકાશ;
શત્રુ મિત્ર સહુને રે, પ્રીત કરી પાળ્યા. માખણ૦ ૩
પારસમણિ ગુણ બોડાણાકેરો, જ્યમ ધાતુ સર્વ હેમ થાય,
ચાર વર્ણ ઉંચ નીચ સહુને, તે ભેટે જદુરાય;
અવગુણ કોના રે, તે નજરે નવ ન્યાળ્યા. માખણ૦ ૪
માખણ હોય તો ઓગળે જ્યારે, અડકે આપને તાપ,
પારકે તાપે બોડાણાજી ઓગળિયા, તે જપ્યા અહરનિશ જાપ;
પ્રાણી સર્વને રે, સુખ વાટે સહુ વાળ્યા. માખણ૦ ૫
પારકું સંકટ હરવાને માટે, કરી મજલ દિવસ ને રાત,
કહે નરભો ગુરૂચરણપ્રતાપે, બાંધી પ્રીત પ્રભુની સાથ;
પરમારથ સારૂં રે, તમે ગર્વ મદ ગાળ્યા. માખણ૦ ૬

---

૫ પરછંડ—પ્રબંધનો અપભ્રંશ ( પદના અર્થમાં ). મનુષ્ય ઇ૦—જો મારી જીહ્વા બોડાણાને 'મનુષ્ય' એમકહે તો તેના શત ( સો ) ખંડ ( ટુકડા ) કરૂં. રાખ્યે ઈ૦—જેને સહસ્ર ફણા ( સહસ્ર ફણાવાળો શેષ ) રટે છે તે હરિને બોડાણે ભુવન ( પોતાના ઘરમાં ) રાખ્યો, ( નિશ્ચયાત્મકપણું બતાવવાને 'રાખ્યો' શબ્દ બે વાર કહ્યો છે ).

૫ પારકે તાપે ઈ૦—બીજાની પીડા જોઇને બોડાણાનું હૃદય પીગળ્યું.

## કાફી ૧૯ મી.

ધન્ય ધન્ય ઓડાણા રે, અંજનીતન સરખા તમો;
વર્ણન મૂછ કરતાં રે, પાર તો ન પામું અમો. ટેક. ૧
કુંજરતનયાતણું દૂધ જેવું, એવું તારી માનું દૂધ,
શત જોજન તે તો સાગર તલપ્યા, લાવ્યા સીતાની શુધ;
તમો લાવ્યા ધેરજ રે, જે નર ન કોને નમ્યો. ધન્ય૦ ૨
અંજનીપુત્રે તો ગળ્યા સૂરજને, તે દેવ નમ્યા સર્વ પાય,
અવગુણ ગુર્જરના ઓડાણે ગળિયો, તે માટે જશ લખાય;
ગુજરાતસારૂ રે, તું સંકટ સર્વ ખમ્યો. ધન્ય૦ ૩
અંજનીપુત્રે તો લંકા પ્રજાળી, ઘર ઘર અગ્નિપ્રવેશ,
પાપ ગુર્જરનાં ઓડાણે પ્રજાળ્યાં, તે શોધી શોધીને એક લેશ;
પાપ સર્વને રે, તું દમી દમીને દમ્યો. ધન્ય૦ ૪
હનૂમાનઇશે તો રાવણ રોળ્યો, રીસ ધરીને વિશેષ,
ઓડાણાઇશે તો કંસ પછાડ્યો, ગ્રહી ભુજમાં કેશ;
ગુરૂના પ્રતાપે રે, નરભો હરિચરણ નમ્યો. ધન્ય૦ ૫

## કાફી ૨૦ મી.

બ્રહ્મા ઇંદ્ર કરતાં રે, ઓડાણો કયમ મોટો કહ્યો?

---

૧ અંજની તન—હનૂમાન. હનૂમાન અંજની ને વિષે વાયુની દૃષ્ટિથી થયેલોછે, એવી રામાયણમાં કથા છે.

૨ કુંજરતનયા —કુંજર નામે વાનરની પુત્રી અંજની—હનૂમાનની માતા. 'ગૌતમતનયા' એવો પાઠ છે પણ તે બરાબર લાગતો નથી. જે ઈ૦—જે નર કોને નમ્યો નહિ એવો—હરિ. ૫ હનૂમાનઇશે—રામચંદ્રે. ઓડાણાઈશે—કૃષ્ણે.

વિચારીને જાણે રે, તેને મન સંશય થયો. ટેક. ૧

બ્રહ્મા ઇંદ્ર તમો બેઉને કહું છું, ખરી વાતે ન કરશો ખાર,
બેહુના બાપ કરતાં બોડાણો મોટો, મોટો મોટો વાર હજાર;
જેણે નવ જાણ્યું રે, તે નર વે'તો ગયો. બ્રહ્મા૦ ૨

માગવડને પાને સૂઇ રહ્યા'તા, એ તે બ્રહ્મેંદ્રના તાત,
બલિને બારણે જુઓ જાચવા ગયા'તા, ખરી કે ખોટી વાત;
જાચ્યાં ડગલાં ત્રણજ રે, એટલામાં કીધો ભયો. ,, ૩

સર્વથકી કયમ પૃથ્વી મોટી, સાયર એથી મોટો કે'વાય,
તે સાયર અગસ્ત્યે પાન કીધો, તેથી મોટું આકાશ લે'વાય;
તેથી મોટા વિષ્ણુ રે, તે તો એને રૂંવે રહ્યો. ,, ૪

પારખું હોય તે તો નાણાને પરખે, જ્ઞાની પરખે પદરેશ,
જ્ઞાનની દૃષ્ટિવાળો માંય ખેલે, બા'ર નેત્રવાળો દેખે દેશ;
ગુરૂથી જન નરભો રે, બોડાણાને માટે લહ્યો. ,, ૫

---

૩ સૂઈ રહ્યા'તા—(વિષ્ણુ). બ્રહ્મેંદ્રના તાત-બ્રહ્મા અને ઇંદ્રના પિતા (તે સર્વના ઉત્પત્તિસ્થાન હોવાથી). ભયો કીધો—પૂરૂં કર્યું—પ્રસન્નતા દેખાડી.

૪ કયમ-શામાટે ? સર્વથી પૃથ્વી મોટી કેમ છે ? અર્થાત્ તેમાં સૌનો સમાવેશ થાય છે માટે, એવો ઉત્તર સમજાય એવોજ છે. સાયર—સાગર. અગસ્ત્યે ઇ૦—માટે સમુદ્ર કરતાં અગસ્ત્ય મોટા અને અગસ્ત્ય જેવા ઘણા આકાશમાં માય છે માટે તેથી આકાશ મોટું. અને સચરાચર વ્યાપી વિષ્ણુના એક દેશમાં આકાશ છે માટે આકાશથી વિષ્ણુ મોટા. અને તે વિષ્ણુ બોડાણાને રૂંવે—મૂછના વાળપર અથવા મૂછના વાળરૂપે રહ્યા છે માટે તેથી બોડાણો મોટો.

૫ પારખું ઇ૦—જેને નાણાની પરીક્ષા હોય તે નાણાને પારખે, તેમ જે જ્ઞાની હોય તે ઘણાં પદમાંથી ખરાં ખોટાં પદને પારખી કાઢે તથા તેમાં

## કાફી ૨૧ મી.

મૂછ ઓડાણાકેરી રે, રીઝું પાછો વખાણીને;
ઉત્તર મને આપો રે, હરિ હેત આણીને. ટેક. ૧
અંતઃકરણમાંથી આવે ઉમળકો, પૂછવાને હરજી વાત,
તમારી કળમાં બીજો ન જાણે, તેને માટે પૂછુંછું નાથ;
માનીતો તો કરવા રે, તમો કોય મો'રાણીને. મૂછ૦ ૨
રાય રણછોડ નથી કે'તા કોઇને, જે આવો ને જાઓ લેશ,
માસે માસે માણકઠારી કીધી, કયમ કરોછો સર્વ વેશ;
તે તો કહોને મુજને રે, શું કરશો દેશ તાણીને. ,, ૩
કોઇ પ્રદક્ષિણા માંહ્યલી કરતા, કો બાહાર ફરે છે આણી હેત,
કોઇ ગોટીમલે કોઇ દંડવતે, તે સર્વ કહો સંકેત ?
મુજને તો ભાસ્યું રે, ધન્ય એ કમાણીને ! ,, ૪
પદ પાંચમામાં સંદેહ છે એનો, તે સુણતાં પ્રગટે પ્રેમ,

---

શો અર્થ કહ્યો છે તે પણ પારખી કાઢે. પદરેશ—પદના રેશ (લગાર જેટલા) ભાગને પણ. માંય—અંતરમાં. બા'ર દ૦—બાહારનાજ નેત્રવાળો જે પુરૂષ હોય તે બાહારનો દેશ દેખે છે. અર્થાત્ અંતરની વાત સમજતો નથી.

૨ કળ—કળા—યુકિત. મો'રાણીને —અગ્રેસરને— મુખ્ય ભક્તને.
૩ કયમ દ૦—તમે સર્વે વેશ કેમ કરો છો ?—સર્વે ભક્તોનાં કામ કરવાને સર્વેના વેષ કેમ ધારણ કરો છો ? મુજને–'મૂછને' પાઠ લેખકદોષનો છે. દેશ તાણીને—દેશને એકઠો કરીને.

૪ માંહ્યલી—સિંહાસનની ચારે બાજુની અથવા મંદરની અંદરના પાસેની. બાહાર—દેવળની બહારને પાસે. એ કમાણીને—જેમણે તમારે અર્થે દ્રવ્ય ખરચ્યું તેમની કમાણીને કે પ્રદક્ષિણા વગેરે કરીને જે મેળવ્યું તેને.

કહે નરભો ગુરૂચરણ પ્રતાપે, બોધ્યો ધ્યાન સ્મરણને નેમ;
હૃદે રૂપ રાખો રે, હરિ યાદ જાણીને. ,, ૫

## કાફી ૨૨ મી.

રાય રણછોડ કહેછે રે, પૂરણ પ્રેમ કરી;
ભુજા તો બેઉ જોડી રે, સુણો દાસ ચિત્તે ધરી. ટેક. ૧
દાસ બોડાણાને વશ થયો છું, તે જાણજો હું સદાકાળ,
મૂછ બોડાણાના મુખ પર ઉગી, બીજાને તો વાળ;
વાચા બોડાણાની રે, હું તો નવ લોપું જરી. રાય૦ ૨
અમો તો કોને વશ થાઉં નહિ ક્યારે, રિદ્ધિ સિદ્ધિનો પડદો રહ્યો,
તુલસીના આધીન તુલસીવશ, એને તે માટે હું વશ થયો;
બોડાણો કહે તે કરવું રે, બીજી વાત મૂકી પરી. રાય૦ ૩
બોડાણો ગુજરાત તારવા બેઠો, તે દેશ ભેગો કરે,
બોડાણો કરે વાત તે મારે કરવી, તે તો બ્રહ્માથી ફરી ન ફરે;
બોડાણાનો જે વેરી રે, તે તો મારો પે'લો અરિ. રાય૦ ૪
સાલોક્ય સાન્નિધ્ય સાકાર સરખા, સાયુજ્ય કૌસ્તુભમાં વાસ;
ચ્યાર પદારથ સોતું બોડાણો, પૂરે છે સર્વની આશ;
કૌસ્તુભમાં વાસે રે, તે મેં ના ન થાય જરી. રાય૦ ૫

---

૩ રિદ્ધિ સિદ્ધિનો ઇ૦—રિદ્ધિ, સિદ્ધિ અને મારી વચ્ચે પડદો છે. અર્થાત્ રિદ્ધિ સિદ્ધિથી હું વશ થાઉં તેમ નથી. ૪ કરે—કરવા ધારે.

૫ સાલોક્ય ઇ૦—સાલોક્ય—ઇશ્વરના વૈકુંઠાદિ લોક પામવા રૂપ મુક્તિ, સાન્નિધ્ય-ઈશ્વરની પાસે રહેવા રૂપ મુક્તિ, સાકાર-ઈશ્વરના જેવો આકાર થવા રૂપ મુક્તિ ( એને સારૂપ્ય મુક્તિ પણ કહે છે ), અને સાયુ-

## કાફી ૨૧ મી.

મૂછ બોડાણાકેરી રે, રીઝું પાછો વખાણીને;
ઉત્તર મને આપો રે, હરિ હેત આણીને. ટેક. ૧
અંતઃકરણમાંથી આવે ઉમળકો, પૂછવાને હરજી વાત,
તમારી કળમાં બીજો ન જાણે, તેને માટે પૂછું છું નાથ;
માનીતો તો કરવા રે, તમો કોય મો'રાણીને. મૂછ૦ ૨
રાય રણછોડ નથી કે'તા કોઇને, જે આવો ને જાઓ લેશ,
માસે માસે માણકડારી કીધી, કયમ કરોછો સર્વ વેશ;
તે તો કહોને મુજને રે, શું કરશો દેશ તાણીને. ,, ૩
કોઇ પ્રદક્ષિણા માંયલી કરતા, કો બાહાર ફરે છે આણી હેત,
કોઇ ગોટીમલે કોઇ દંડવતે, તે સર્વ કહો સંકેત ?
મુજને તો ભાસ્યું રે, ધન્ય એ કમાણીને ! ,, ૪
પદ પાંચમામાં સંદેહ છે એનો, તે સુણતાં પ્રગટે પ્રેમ,

---

શો અર્થ કહ્યો છે તે પણ પારખી કાઢે. પદરેશ—પદના રેશ (લગાર જેટલા) ભાગને પણ. માંય—અંતરમાં. બા'ર ઈ૦—બાહારનાજ નેત્રવાળો જે પુરૂષ હોય તે બાહારનો દેશ દેખે છે. અર્થાત્ અંતરની વાત સમજતો નથી.

૨ કળ—કળા—યુકિત. મો'રાણીને —અગ્રેસરને— મુખ્ય ભક્તને.
૩ કયમ ઇ૦—તમે સર્વે વેશ કેમ કરો છો ?—સર્વે ભકતોનાં કામ કરવાને સર્વેના વેષ કેમ ધારણ કરો છો ? મુજને–'મૂછને' પાઠ લેખકદોષનો છે. દેશ તાણીને—દેશને એકઠો કરીને.

૪ માંયલી—સિંહાસનની ચારે બાજુની અથવા મંદરની અંદરના પાસેની. બાહાર—દેવળની બહારને પાસે. એ કમાણીને—જેમણે તમારે અર્થે દ્રવ્ય ખરચ્યું તેમની કમાણીને કે પ્રદક્ષિણા વગેરે કરીને જે મેળવ્યું તેને.

કહે નરભો ગુરૂચરણ પ્રતાપે, ઓધ્યો ધ્યાન સ્મરણને નેમ;
હૃદે રૂપ રાખો રે, હરિ યાદ જાણીને. ,, ૫

## કાફી ૨૨ મી.

રાયે રણછોડ કહેછે રે, પૂરણ પ્રેમ કરી;
ભુજા તો બેઉ જોડી રે, સુણો દાસ ચિત્તે ધરી. ટેક. ૧
દાસ બોડાણાને વશ થયો છું, તે જાણજો હું સદાકાળ,
મૂછ બોડાણાના મુખ પર ઉગી, બીજાને તો વાળ;
વાચા બોડાણાની રે, હું તો નવ લોપું જરી. રાય૦ ૨
અમો તો કોને વશ થાઉં નહિ ક્યારે, રિદ્ધિ સિદ્ધિનો પડદો રહ્યો,
તુલસીના આધીન તુલસીવશ, એને તે માટે હું વશ થયો;
બોડાણો કહે તે કરવું રે, બીજી વાત મૂકી પરી. રાય૦ ૩
બોડાણો ગુજરાત તારવા બેઠો, તે દેશ ભેગો કરે,
બોડાણો કરે વાત તે મારે કરવી, તે તો બ્રહ્માથી ફરી ન ફરે;
બોડાણાનો જે વેરી રે, તે તો મારો પે'લો અરિ. રાય૦ ૪
સાલોક્ય સાન્નિધ્ય સાકાર સરખા, સાયુજ્ય કૌસ્તુભમાં વાસ;
ચાર પદારથ સોતું બોડાણો, પૂરે છે સર્વની આશ;
કૌસ્તુભમાં વાસે રે, તે મેં ના ન થાય જરી. રાય૦ ૫

---

૩ રિદ્ધિ સિદ્ધિનો ઇ૦—રિદ્ધિ, સિદ્ધિ અને મારી વચ્ચે પડદો છે. અર્થાત્ રિધ્ધિ સિધ્ધિથી હું વશ થાઉં તેમ નથી. ૪ કરે—કરવા ધારે.

૫ સાલોક્ય ઇ૦—સાલોક્ય—ઇશ્વરના વૈકુંઠાદિ લોક પામવા રૂપ મુક્તિ, સાન્નિધ્ય-ઈશ્વરની પાસે રહેવા રૂપ મુક્તિ, સાકાર-ઈશ્વરના જેવો આકાર થવા રૂપ મુક્તિ (એને સારૂપ્ય મુક્તિ પણ કહે છે), અને સાયુ-

ધ્વજા ધર્મની બાંધી બોડાણે, ચોપાઇ તે ફુરકાય,
કહે નરભો છોટાલાલપ્રતાપે, તેણે દેશ આવે ને જાય;
તેડે છે ધ્વજા સહુને રે, ચોપાઇ આવો આવો કરી. રાય૦ ૬

## કાફી ૨૩ મી.

ભૂતળ નવખંડ રે, જો કાગળ કરીને લખે;
કણીકો એક મૂછનો રે, તે વરણી ન શેષ શકે. ટેક. ૧
સાત આકાશ ને સાતે પાતાળે, તે ચૌદનું એક ગણાય,
જમણા પાસાની અડધી મૂછમાં, એવાં કોટિ વહી જાય;
એવી મૂછ તારી રે, કયમ કહું એક મુખે. ભૂતળ૦ ૨
બોડાણે જાણ્યું મુજ પ્રજા આળસુ તે, કયમ જવાશે જરી,
મુક્તિસદાવ્રત આંગણે મૂકું તો, મૂછ મારી ખરી;
તે એવું જાણીને રે, તુલસીને કરમાં રખે. ,, ૩
મેહેનત કરીછે બોડાણાજીએ કેવી, પૈસાનું તોલું દળ્યું,

---

જય-ઇશ્વરમાં જોડાઇ જવા રૂપ મુક્તિ. એ ચાર મુકિતઓ જેમાંની છેલ્લી સાયુજ્ય મુકિત તે કૌસ્તુભમાં વાસ કરવા રૂપ છે. તે સર્વ મુક્તિઓ ચાર પદાર્થ ( ધર્મ, અર્થ, મોક્ષ, કામ ) સહિત બોડાણો આપે છે. અથવા એ ચાર મુકિત એજ ચાર પદાર્થ. વાસે—વાસ કરાવે.

૬ ચોપાઇ—ચારે પાસે. ફુરકાય–ફરકે છે ( ધજા ). ચોપાઇ ઇ૦—ચારે પાસેથી 'આવો આવો' કરીને જાણે ધજા જાત્રાળુઓને તેડે છે.

૧ ભૂતળ ઇ૦—નવખંડ સહિત ભૂતળને જો કાગળ કરીને લખે. ૨ સાત આકાશ ઇ૦—ભુવર્લોક, ભૂર્લોક, વગેરે ઉપરના સાત લોક. સાતે પાતાળે—અતળ, વિતળ, વગેરે સાત પાતાળના લોક.

૩ મુજ પ્રજા—મારા દેશની પ્રજા. જવાશે—દ્વારકા લગી. રખે—રાખે.

એણી રીતે દ્રવ્ય કોટિ તે, ગુજરાતને મફ્ત મળ્યું;
વાવરે પુત્ર થઇને રે, જ્યારે તાત રળિયા દુખે. ,, ૪
ધન્ય બોડાણા ધન્ય બુદ્ધિ તમારી, બસેં ચોપાઇ ભૂમિભરી,
લાકડ પાનડને પાણી જ્યાં સોંધું, ત્યાં પધરાવિયા હરિ;
તે ધ્વજા ધર્મની રે, ફરકેછે ગગન પરે. ,, ૫
મુખારવિંદ જોવા આવે પૂનમિયા, મુક્તિ થાય થાય ને થાય,
ડગલે ડગલે અશ્વમેધ છે, તે મેં વરણ્યો કયમ જાય;
ગુરૂથી કહેછે રે, નરભો પોતાને મુખે. ,, ૬

## *કાફી ૨૭ મી.

મૂછ બોડાણા રે, મુખ તારે ખરી;
ગુજરાત તારવા રે, તુલસી તમે કરમાં ધરી. ટેક. ૧
ધન્ય બોડાણા ધન્ય મજલ તમારી, ધન્ય તમારી માત,
ધન્ય ઓબલો એક તારી મૂછનો, નાખ્યો મૂછપર હાથ;
જઠરાની બોલી રે, તમે પરમાણ કરી. મૂછ૦ ૨
ધન્ય બોડાણા ધન્ય ધીરજ તમારી, ધન્ય તમારો વિશ્વાસ,
ધન્ય સ્મરણ ધન્ય સાધન તમારૂં, ધન્ય જે રહ્યા તારી પાસ;

---

૪ તોલું—દશ સેર. ૫ બસેં ચોપાઇ ઇ૦—ચારે પાસથી બસેં ગાઉ પૃથ્વી ભરીને —એટલો પંથ માપીને દ્વારકા જઇને ત્યાંથી શ્રીહરિને લાવીને ડાકોરમાં પધરાવ્યા. પાનડ—પાંદડાં.

૨ મજલ-મુસાફરીનો માર્ગપરિશ્રમ. ઓબલો—ગુચ્છો. જઠરાની ઇ૦—માતાના ગર્ભમાં હતો ત્યારે જે જે પ્રતિજ્ઞાઓ કરી હતી તે.

* પાછલી ૨૪, ૨૫, ૨૬, એ ત્રણ કાફી મળી આવી નથી.

ધન્ય ડાકોરને રે, સોંપ્યા જેને ચરૂઓ ભરી. „ ૩

ધન્ય બોડાણા ધન્ય ટેક તમારો, ધન્ય તમારી સેવ,
કોટિ બ્રહ્માંડનો કર્ત્તા જે કા'વે, વશ કીધો દેવનો દેવ;
હાજર છે તારે રે, હાર્યાદોર્યા હરિ. „ ૪

કહે નરભો ગુરૂચરણપ્રતાપે, શું કહું વારંવાર,
સહસ્રફણાથકી શેષ તે હારે, જશ કે'તાં ન પામું પાર;
મુજ રંક મુખે રે, જીહ્વા છે અલ્પ જરી. „ ૫

## કાફી ૨૮ મી.

મૂછ બોડાણાકેરી રે, હશે પૂરો તે ગાશે;
બીજો તો ચાંચ બોળે રે, માથાવનો તે થાશે. ટેક. ૧

અધકચરા કો જીવ અધૂરા, તે રખે ભરો માંય ચાંચ,
ઈર્ષ્યાવાળા જીવ ઝાઝા ભૂતળ, તેની વસમી કરડી આંચ;
ઉત્તર શો દેશો રે, રખે રો' પદ પાસે. મૂછ૦ ૨

---

૩ સોંપ્યા ઇ૦—જેને તેં ધનના ચરૂઓ ભરીને સોંપ્યા. ૪ હાર્યાદોર્યા—અર્થાત્ આજ્ઞામાં. ( હારબંધ દોરવું, એ ઉપરથી 'હાર્યાદોર્યામાં' એ શબ્દ થયેલો લાગે છે ).

૧ પૂરો—પૂરો ભકત. બીજો ઇ૦—બીજો તો જે માથાવનો થશે-નિંદકોની દરકાર નહિ રાખે તે એમાં ચાંચ બોળે—પ્રવેશ કરે.

૨ ઇર્ષ્યાવાળા—( બોડાણાના વખતમાં અને નરભેરામના વખતમાં પણ બોડાણાએ દ્વારકામાંથી કૃષ્ણની મૂર્તિ આણી તે સંબંધમાં શક લેનારા લોકો ઘણા હશે એમ આ શબ્દ ઉપરથી અનુમાન થાય છે ) રખે ઇ૦—ઇર્ષ્યાવાળા લોક તમને સતાવશે ત્યારે તમે તેમને જવાબ દેઈ શકશો નહિ. ( અધકચરા—અપરિપૂર્ણ હોવાથી ). માટે તમે રખેને એ પદ ( મૂછનાં પદ ) પાસે રહેતા !-રખેને એ પદ ગાતા !

પૂરા હોય તે પદ સર્વ શોધીને, ઇર્ષ્યાને ઝલાવે કાન,
માથાવનો તો માથામાં મારે, અધવચરો બાપડું બાન;
માનભંગ થઇને રે, પછે પદથી નાસે. મૂછ ૩
મૂછ બોડાણાની ગાતે ને સુણતે, વાધે શૂરાને શૂર,
ધ્યાની પુરૂષને તો ધ્યાનજ વાધે, રૂપને વાધે નૂર;
જ્ઞાનીને તો જ્ઞાનજ રે, પ્રગટ જ્યોત પરકાસે. ,, ૪
સાઠ્ય પદ છપ્પા ને દોહરા, ગાયા આણી ઉમળકો હેત,
એક કણીકાના સોમા ભાગની, મૂછ કહી સંકેત;
ગુરૂથી કહે છે નરભો રે, અજ્ઞાનતિમિર ત્રાસે. ,, ૫

## કાફી ૨૯ મી.

પ્રમાણ પૃથ્વીમાં રે, બોડાણા મૂછ તારી;
ઉગી એક તુજને રે, લાવ્યો ઘેર ગિરિધારી. ટેક ૧
મૂછ ઉગી તે તારી પ્રમાણ થઇ છે, જેણે ભરી કૃષ્ણશુ ફાળ,
બાકી સર્વ જીવ વિશ્વ સર્વના તે, વૃથા વધારે વાળ;
અચો સહે છે અમથો રે, જે ગયો અવસર હારી. પ્રમાણ૦ ૨

---

૩ ઈર્ષ્યને-ઇર્ષ્યાવાળાને. અધવચરો—(અધવચમાંનો-અધૂરો). બાન—બાન પકડેલું હોય તેવો ગરીબ. ૪ રૂપને—રૂપવાળાને.

૫ સાઠ પદ—પાછળ બોડાણાચરિત્રની ગરબીઓ, છપ્પા, વગેરે ગયા છે તે અને બીજા દોહરા મળીને સાઠ પદ. આ પદ છેલ્લું હશે એમ લાગે છે કેમકે એમાં પદની કુલ સંખ્યા કહી છે. પણ પુસ્તકમાં તે જે ક્રમમાં છે તે ફેરવવો દુરસ્ત ન લાગવાથી તેમ રહેવા દીધો છે.

૨ વૃથા—'વૃક્ષ' પાઠ લેખકદોષનો જણાય છે. અચો—અડચણ. જે ઇ૦—જે હરિ ભજવાનો અવસર હારી ગયો તે.

અખંડ ભભૂતને અંગ લગાવે, સેવે ધૂણી પાણી વન,
ધ્યાન સ્મરણ ને સાધન કરતાં, પણ નાવે તેને સ્વપન;
તે તારે મંદિરે રે, રહ્યા હરિ હિતકારી. પ્રમાણ૦ ૩
શુકવ્યાસજી લાવ્યા પુરાણ અઢારે, જેમાં અમૃત બહુ પેર;
એમ બોડાણો એક મરદ થયો તે, ગૌલોક વસાવ્યું ઘેર;
મુખ નિરખતાં રે, તરે ભવ સંસારી. પ્રમાણ૦ ૪
જ્યમ ભગીરથ સ્વર્ગ ભુવનથી, લાવ્યો ગંગા પહોચાડી હામ,
કહે નરભેરામ ગુરૂપ્રતાપે, લાવ્યા બોડાણો ગુજરાતે રામ;
એ સર્વ સરખા રે, વિષ્ણુના ઉપકારી. પ્રમાણ૦ ૫

## કાફી ૩૦ મી.

ઉગ્યા સૂરજ સુવર્ણના રે, બોડાણા પ્રતાપ તારો;
માટે મૂછને વખાણી રે, જો આવ્યો છે આરો. ટેક. ૧
તમો હરિજન હરિ સરિખા, તમો દાતારના દાતાર,
તમો જોગી ને તમો મુનિ મેં જાણ્યા, હરિરસના પાનાર;
ગુજરાત સહુને રે, પાઈ અમૃતની ધારો. ઉગ્યા૦ ૨
એ રસ રહે જો મારા હૃદયમાં, ઠરેથી જાચું વારંવાર,
મળે વૈભવ સુખ ઇંદ્ર સરિખું, એ રસ નિશ્ચલ સાર;
જુગ જાય કોટિ રે, જો અપરંપારો. ઉગ્યા૦ ૩
મસ્તક મુકુટ ને કુંડળ કાને, વળી મુક્તાફળ ઉર હાર,
પીતાંબર પટકા ને જામા, તે રહેજો હૃદે સદાકાળ;

---

૩ હિતકારી—'હેત કરી' એવો પાઠ છે. ૪ શુકવ્યાસજી—શુકદેવના પિતા વ્યાસજી અથવા શુકદેવ અને વ્યાસજી. ૫ વિષ્ણુના ઉપકારી—વિષ્ણુનાપદને પમાડવાનો ઉપકાર કરનારા.

વાસ કરો વહાલા રે; હૃદયામાં માસ બારો. ઉગ્યા૦ ૪
ધન્ય બોડાણા ધન્ય મૂછ તમારી, ને ધન્ય જીવિત ધન્ય અંગ,
દેવને દુર્લભ તે મુજને કયાંથી, આળસુને ઘેર ગંગ !
ગુરૂને પ્રતાપે રે, નરભા તુહિ ઉચ્ચારો. ઉગ્યા૦ ૫

## કાફી ૩૧ મી.

બોડાણા મૂછ તારી રે, દ્વાપર યુગમાં થઇ;
પ્રકાશ રવિ ચંદ્રનો રે, જ્યાં લગી જ્યોત ગઇ. ટેક. ૧
ત્યાં લગી જશ તમારો સઘળે, વિશ્વ જાણે છે સહુ,
જડ ચૈતન્ય સહિત નથી અજાણ્યું, કયમ કરી જીભે કહું;
મતિ છે મુજ થોડી રે, તે કયમ કરી શકું કહી. બોડાણા૦ ૨
સ્થાવર જંગમ જીવ ભૂતળના, મુક્તિ મુકિત કે'તા મરે,
ધર્મ લાભ કામ મુક્તિ આદે, કેશવ તુજ ચરણ ધરે;
ન્યૂન કશી તારે રે, અષ્ટમા'સિધ્ધ આપે રહી. બોડાણા૦ ૩
એ છે હરિ ને એ છે શંકર ભોળો, એ છે દશરથસુત કીરતાર,
ઘનશ્યામ થઇ વૃષ્ટિ કરે છે, એણે દેહ ધરી દશ વાર;
હરિજન સારૂ રે, કામ સુધાર્યાં જઇ. બોડાણા૦ ૪
તે હરિને મેં તો નયણે નીરખ્યા, મે'લો બોડાણા જોગ;
કહે નરભેરામ ગુરૂપ્રતાપે, ઊડ્યા આનંદકેરા ઓઘ;

---

૪ બારો—બારે. ૫ તુહિ—'ત્રાહિ' (રક્ષણકરો)નો અપભ્રંશ. અથવા, તુંજ તુંજ.

૧ દ્વાપર યુગમાં—દ્વાપર યુગમાં થયેલાનો બોડાણો અવતાર હતો. (જુઓ બોડાણા ચરિત્ર).

૩ કેશવ ઇ૦—તે સર્વે કેશવ તારા પગ આગળ મૂકી દેછે. અર્થાત્ તારે ગમે તેને તું ધર્મ, અર્થ, કામ, મોક્ષ, આપી દે.

હૃદય ફૂલ્યું પ્રફુલ્લ રે, દીવાળી તો લાખો લહી. બોડાણા૦ ૫

## કાફી ૩૨ મી.

તપ તીરથ વ્રત સર્વે રે, બોડાણા કાંઇ બાકી નથી;
માટે મૂછ તમારી રે, વખાણું શું મારી મતિ ! ટેક. ૧
તમે તમારો શેર પ્રમાણ પમાડો, માટે કહું તમને ધન્ય,
બાકી મૂરખ નર વિશ્વ સર્વના, મિથ્યા વણસાડે છે અંન;
જન્મ્યા છે શાના રે? જપ્યા નહિ જે સીતાપતિ. તપ૦ ૨
જે મુખથી રામકૃષ્ણ કહે નહિ, તે મુખ વાળો ધૂળ,
નામ ન દીજે પરછાયો ન લીજે, રહી નિરંતર દૂર;
સંગ કર્યાથી રે, વણશી જાય જ્ઞાનગતિ. „ ૩
દુર્જન શીદ દેહ ધરે છે, કરવા ભૂતળને ભાર,
અન્ન જમે ને ઉંઘે હાશ કરીને, તે નરને ધિઃકાર;
લેશે લેખું કેશવ રે, ભરીને એક રતિ રતિ. „ ૪
એવા નરને માથે ગાળ છે માટે, બોડાણા રતિરસ આપ,
મુખથી કહે નરભો ઝાઝું શું કહું; ભવ ભવનાં બંધન કાપ;
જશ કહે નરભો રે, ગુરૂના પ્રતાપવતી. „ ૫

---

૫ આનંદ વર્ણે છે: હૃદય ઇ૦—મારૂં હૃદય પ્રફુલ્લ થઇને ફૂલ્યું છે. અને લાખ્ખો દીવાળી સરખો મને આનંદ થયો છે.

૨ તમે ઇ૦-તમે જે શેર અન્ન ખાઓ છો તે પ્રમાણ પમાડો છો—પ્રમાણ કરી બતાવો છો. 'શિર' પાઠ બરાબર નથી. જન્મ્યા ઇ૦—અર્થાત્ તેમને જન્મ્યા તે ન જન્મ્યા જેવા જાણવા. ૪ હાશ કરીને—'હાશ' એવો ઉચ્ચાર કરીને. ૫ રતિરસ—( ભક્તિની ) પ્રીતિનો રસ.

## કાફી ૩૩ મી.

ભર્યો સાગરમાંથી રે, પંખી ચાંચ ભરી જશે;
એમ તમને નહિ અડકે રે, મુજ રંકનું કામ થશે. ટેક. ૧
શાં શાં વખાણ કરૂં તારી મૂછનાં, મુજ મુખ રસના એક,
રટેછે વિધિ રૂદ્ર શારદા જેને, રટેછે વળી શેષ;
તેને રાખ્યો ભુવને રે, મન મારૂં મળવા ધસે. ભર્યો૦ ૨
એક દીવે દીવા લાખો કરે, પણ તેજ તલ ખંડુ ન થાય,
મંદિર મંદિર પહોચે અજવાળું, ઇમ તમારૂં નહિ જાય;
કર્ત્તા સર્વેના રે, તે રહેછે તારે વિષે. ભર્યો૦ ૩
એક રવિ પ્રગટેછે ગગનમાં, પ્રતિબિંબ જળ જળ હોય,
તેને તેજે રવિ ઝાંખો પડે નહિ, એમ હાણ તમારી નહિ હોય;
થોડે ઘણું માનો રે, શું થાયે ઝાઝું ભશ્યે. ભર્યો૦ ૪
એ રસ ટાળી વસ્તુ બીજી જો માગું તો, ફૂટ કહી દેજો ગાળ,
શું કરૂં વૈભવ સર્વે છે જૂઠો, એણે વેહેપારે ભરપીછે ફાળ,
તમો ગુરૂ એકજ રે, જાણ છો જુગ દશે દિશે. ભર્યો૦ ૫
વર્ણન મુખથી કરી શકું નહિ, ગુરૂ ગોવિંદ છો એક,
આંક વાળી ગઇ વિધાતા એવો, લખ્યો લલાટે લેખ;
ગુરૂચરણથી રે, નરભો નવ રીઝે કશે. ભર્યો૦ ૬

29684

---

૧ કામ—'કર્મ' એવો પાઠ બરોબર લાગતો નથી. ૨ રસના—જીભ. તેને—જેને વિધિ વગેરે રટે છે તેને—હરિને.

૩ તલ—તલભાર. ખંડુ—ખંડિત. ઇમ ઇ૦—એજ પ્રમાણે મને ભક્તિપ્રેમ આપતાં તમારામાંથી કાંઇ ઓછું થવાનું નથી. ૪ હાણ-હાનિ-ઓછાપણું. ભશ્યે—બકવાકર્યે.

## કાફી ૩૪ મી.

મૂછ ઉગી ખોડાણા રે, મુખ તમારે સહી;
વર્ણન મૂછનાં કરતાં રે, પાર શેષ પામે નહિ. ટેક. ૧
શેષ સરિખાએ વર્ણન ન થાયે, એ વાત સાંભળતાં હાસ,
એણી વાતનો સંદેહ ભાગશે, જ્યારે પદ નવમું કરશો સમાસ;
વિચારીને જોજો રે, નહિ તો એમાં જાશો વહી. મૂછ. ૨
હૃદયમાં તો વાસ કરીને, જો વસે રણછોડરાય,
બ્રહ્મતનયા જીહ્વાગ્રેથી ન ખસે, તે જશ અહર્નિશ ગાય;
ત્યારે કણીકો રે, કોઈ દિને પૂરો થઈ. „ ૩
બ્રહ્મા કમળતાગ જોવા ગયા'તા, ત્યાં જુગ વીત્યા એકવીશ હજાર,
વિધિ વિચારીને પાછા વળ્યા તો, ન લાધ્યો કમળનો પાર;
સોમો ભાગ એવો રે, જશખ્યાત કેતી રહી. „ ૪
એણી રીતે વિધિ પાછા વળ્યા'તા, થાકયા થાકયા અતિશે છેક,
સો ભાગમાંથી પાછો વળ્યો છું, થાકી થાકીને મૂકયો ટેક;

---

૨ પદ નવમું—નવમા પદમાં બલિ કરતાં ખોડાણાની અધિક મોટાઇ વર્ણી છે. તેમાં કહ્યું છે કે, 'બલિરાજા તો પ્રતિજ્ઞાથી બંધનમાં આવ્યા ત્યારે તેણે પોતાનો દેહ અર્પણ કર્યો, પણ ખોડાણે તો એવા કાંઇ બંધનમાં આવ્યા વિનાજ દેહ અર્પણ કર્યો છે'. માટે ખોડાણાનું માહાત્મ્ય વર્ણી શકાય એવું નથી.

૩ બ્રહ્મતનયા—સરસ્વતી. ત્યારે—જો એમ થાય તો ખોડાણાની મૂછનો એક કણીકો ( અર્થાત્ રજકણ ) કોઇ દિવસે પૂરો વર્ણાઈ શકે:

૪ તાગ—થાગ—પાર. સોમો ભાગ ૧/૧૦૦—ખોડાણાની મૂછનો સોમો ભાગ પણ એવો છે. કેતી—કેટલી.

એવી મૂછ તારી રે, ક્યમ કરી શકું કહી. મૂછ૦ ૫
મારાં તો હથિયાર મુજને વાગે, એ માગું રણછોડ,
પૂરાં કણીકાનાં વર્ણન કરતાં, જન નરભાને કોડ;
માખણ તો કાઢ્યું રે, મંથન કરીને મહી. „ ૬

## કાફી ૩૫ મી.

ઉગી મૂછ બોડાણા રે, ભૂતળ એક તું છે ખરો;
બીજા તો મૂછ ઉપર રે, નાખે ભુજ જૂઠો [નર્યો.] ટેક. ૧
પંચાશ ક્રોડની માંહી છે ડાકોર, હરિમંદિર છે જ્યાંય,
ન માને તે ચોવાઇ ભરી, આવો હરિમંદિર છે ત્યાંય;
જે તેને ગયો ચરણે રે, તે તો નર જઈને ભળ્યો. ઉગી૦ ૨
કચ્છબ આગે રવિવારને દિવસ, મધ્યાન્હ પહેલી ઘટી ચાર,
માત ને પિતા બ્રહ્મચર્યજ છે જેનાં, તેને હરિ કરેછે ઉરમાળ;
આભાસ તો થાશે રે, નહિ તો પૂછી નિશ્ચય કરો. ઉગી૦ ૩
સાધુ પુરૂષને તો સત્ય એ ભાસ્યું, દુર્જનને નહિ ભાવ,
કહે નરભેરામ ગુરૂપ્રતાપે, જેની દેહમાં તાવ;
સાકર કહે કડવી રે, જેની દેહમાં તાવ ભર્યો. ઉગી૦ ૪

## કાફી ૩૬ મી.

સાયર ક્યમ લાંઘે રે, વહેતે ચકલી ચાંચવતી;

---

૫ એણી રીતે—'અજાણી રીતે એવો' પાઠ છે. ૬ મારાં ઈ૦—જશ ગાવા રૂપ મારાં હથિયાર ભલે મને વાગે (?)

૧ નાંખે ઈ૦–'નાખે ભુજ જૂઠો' એ પાઠમાં છેલ્લા બે અક્ષર ખૂટે છે. ૨ ન માને ઇ૦—જે ન માને તે ચોવાઇ (?) ભરીને આવો. અહીં આગળ આવો પાઠ છે "નમ્યા ને તે ચેવાઇ ભરી" ચોવાઇને ઠામ ચોપાઇ કે ચોથાઇ હશે એમ લાગે છે. ભળ્યો—હરિને વિષે. ૩ કચ્છબ—કચ્છવ (કાશ્યપ—સૂર્ય). રવિવારને દિવસે મધ્યાન્હ પેહેલાં ચાર ઘડીએ સૂર્યની આગળ સૂર્ય પ્રકાશિત હોયઁ ત્યારે) સોનાની દ્વારકા સમુદ્રમાં દેખાય છે.

મૂછ વખાણવા સમરથ રે, નથી કાંઇ મારી મતિ. ટેક. ૧

સો વરસો સુધી ચકલી ચાંચ્યો તે, ભરે સાયરની માંય,
રાત દિવસ એક લેશ ન જંપે, પણ કાનો ન મૂકે કયાંય;
એવી મૂછ તારી રે, તે વર્ણવા એક રતિ. સાયર૦ ૨

મેઘનાં બિંદુ કંઇ માપ્યામાં નાવે,એવી મૂછની ખ્યાત,
પંખી ઉડે તો આકાશથકી હારે, પછે વિરામ પામ્યાની વાત;
ઊડે એક એક રે, જેની હોય જેવી ગતિ. સાયર૦ ૩

સાઠ્ય સાઠ્ય છપ્પા ને દોહરા, એ રીતે જશ લખ્યો,
એક કણીકાના સોમા ભાગનાં, વખાણ હું તો કરી ન શકયો;
પાર કયમ પામું રે, જેને વશ લક્ષ્મીપતિ. સાયર૦ ૪

મજલ કરનાર આખર હારે, નાવે ભૂમિના પાર,
મૂછ બોડાણાનીનાં વખાણ કરતાં, હાર્યો હાર્યો નરભો હજાર વાર;
ગુરૂને પ્રતાપે રે, જેવી મારી બુદ્ધિ હતી. સાયર૦ ૫

## કાફી ૩૭ મી.

મૂછ બોડાણાકેરી રે વિશ્વ બાધું ભાળો;
રખે જાણો કહ્યું નરભે રે, બોલ્યો છે એ છોગાળો. ટેક. ૧

અંજનીપુત્ર સરિખો બોડાણો, સંશય ધરો નહિ કાંય,
નવ ને તેર પદ ત્યાગ કરીને, ત્રેવીશમા પદ માંય;
ચતુર તે બોલ્યો રે, સંદેહ તો નથી ટાળ્યો. મૂછ૦ ૨

---

૩૬—૧ ચાંચ્યે—ઓછો થાય. વહેતે—વેહેવાથી. ૨ કાનો—કાંઠો.
૩૭—૧ છોગાળો—છોગાવાળો—રણછોડજી. ૨ નવ ને તેર—બાવીશ. ત્યાગ કરીને—છોડી દેઇને. અર્થાત્ બાવીશ પદ પછીના ત્રેવીશમા પદમાં. (પણ હનૂમાનની સાથનો સરખાવો ૧૯ મા પદમાં છે.)

પાંગળો તે પર્વત ઓળંગે, જેને પ્રસન્ન જદુરાય,
તરણાનો મેરૂ મેરૂનું તરણું, બિંદુમાં સિંધુ સમાય;
સમરથ એવો રે, એક કોર ડાકોરવાળો. મૂછ૦ ૩
કોઇ કે'શો જે કૃપા નિર્ધનને, કેમ કરી જદુરાય,
ધનવંતનો ખપ જો કરે ત્યારે, વિદુર ઘેર શીદ જાય;
અમૃતથી અધિક રે, ભાજીમાં રાજી ગોપાળો. ,, ૪
વિપ્ર સુદામાને કૃપા કરી હતી, તે હજુ સંભારે લોક,
નિર્ધન નરસૈયાની હુંડી સ્વીકારી, ગણી ગણીને આપ્યા થોક;
નિર્ધન સારૂં રે, ધ્રશ્યો આણુવર પાળો. ,, ૫
કંસની દાસી ત્રણ વાંકની કુબજાના, પૂર્યા મનોરથ કોડ,
સોળ સહસ્ર અષ્ટ ત્યાગ કરીને, કૃપા કરી રણછોડ;
કરી પટરાણી રે, એવો રે કાનડ કાળો. ,, ૬
ત્રણ વાંક ને દાસી રૂપ જે ચોથું, ચારે વાંક સમાર્યા આપ,
નવ લક્ષ વાંક નર નરભાના મોટા, તે ધણીએ કરિયા જ્યારે માફ;
કહેછે જન નરભો રે, પ્રીતે હરિ ચરણ ઝાલો. ,, ૭

---

## जयविजयशापनिवारण.

### પદ ૧ લું.

એક સમે સનકાદિક ચાર રે,
આવ્યા વૈકુંઠમાં નિર્ધાર રે;
વાટિકામાં જોવા પુષ્પના છોડ રે,

---

૩ એક કોર—એક પાસા. ૫ આણુવર—અનાવૃત( નહિ ઢાંકેલા )નો અપભ્રંશ. ૭ સમાર્યા—' સંભાળ્યા ' પાઠ અશુદ્ધ છે.

મૂછ વખાણવા સમરથ રે, નથી કાંઇ મારી મતિ. ટેક. ૧
સો વરસો સુધી ચકલી ચાંચો તે, ભરે સાયરની માંય,
રાત દિવસ એક લેશ ન જંપે, પણ કાનો ન મૂકે ક્યાંય;
એવી મૂછ તારી રે, તે વર્ણવી એક રતિ. સાયર૦ ૨
મેઘનાં બિંદુ કંઇ માપ્યામાં નાવે,એવી મૂછની ખ્યાત,
પંખી ઉડે તો આકાશથકી હારે, પછે વિરામ પામ્યાની વાત;
ઊડે એક એક રે, જેની હોય જેવી ગતિ. સાયર૦ ૩
સાઠય સાઠય છપ્પા ને દોહરા, એ રીતે જશ લખ્યો,
એક કણીકાના સોમા ભાગનાં, વખાણ હું તો કરી ન શક્યો;
પાર ક્યમ પામું રે, જેને વશ લક્ષ્મીપતિ. સાયર૦ ૪
મજલ કરનાર આખર હારે, નાવે ભૂમિનો પાર,
મૂછ બોડાણાનીનાં વખાણ કરતાં, હાર્યો હાર્યો નરભો હજાર વાર;
ગુરૂને પ્રતાપે રે, જેવી મારી બુદ્ધિ હતી. સાયર૦ ૫

## કાફી ૩૭ મી.

મૂછ બોડાણાકેરી રે વિશ્વ બાધું ભાળો;
રખે જાણો કહ્યું નરભે રે, બોલ્યો છે એ છોગાળો. ટેક. ૧
અંજનીપુત્ર સરિખો બોડાણો, સંશય ધરો નહિ કાંય,
નવ ને તેર પદ ત્યાગ કરીને, ત્રેવીશમા પદ માંય;
ચતુર તે બોલ્યો રે, સંદેહ તો નથી ટાળ્યો. મૂછ૦ ૨

---

૩૬—૧ લાંચે—ઓછો થાય. વહેતે—વેહેવાથી. ૨ કાનો—કાંઠો. ૩૭—૧ છોગાળો—છોગાવાળો—રણછોડજી. ૨ નવ ને તેર—બાવીશ. ત્યાગ કરીને—છોડી દેઇને. અર્થાત્ બાવીશ પદ પછીના ત્રેવીશમા પદમાં. (પણ હનૂમાનની સાથનો સરખાવો ૧૯ મા પદમાં છે.)

પાંગળો તે પર્વત ઓળંગે, જેને પ્રસન્ન જદુરાય,
તરણાનો મેરૂ મેરૂનું તરણું, બિંદુમાં સિંધુ સમાય;
સમરથ એવો રે, એક કોર ડાકોરવાળો. મૂછા૦ ૩
કોઇ કે'શો જે કૃપા નિર્ધનને, કેમ કરી જદુરાય,
ધનવંતનો ખપ જો કરે ત્યારે, વિદુર ઘેર શીદ જાય;
અમૃતથી અધિક રે, ભાજીમાં રાજી ગોપાળો. " ૪
વિમ સુદામાને કૃપા કરી હતી, તે હજુ સંભારે લોક,
નિર્ધન નરસૈયાની હુંડી સ્વીકારી, ગણી ગણીને આપ્યા રોક;
નિર્ધન સારૂં રે, ધરચો અણુવર પાળો. " ૫
કંસની દાસી ત્રણ વાંકની કુબજાના, પૂર્યા મનોરથ કોડ,
સોળ સહસ્ર અષ્ટ ત્યાગ કરીને, કૃપા કરી રણછોડ;
કરી પટરાણી રે, એવો રે કાનડ કાળો. " ૬
ત્રણ વાંક ને દાસી રૂપ જે ચોથું, ચારે વાંક સમાર્યા આપ,
નવ લક્ષ વાંક નર નરભાના મોટા, તે ધણીએ કરિયા જ્યારે માફ;
કહેછે જન નરભો રે, મીતે હરિ ચરણ ઝાલો. " ૭

---

## जयविजयशापनिवारण.

### પદ ૧ લું.

એક સમે સનકાદિક ચાર રે,
આવ્યા વૈકુંઠમાં નિર્ધાર રે;
વાટિકામાં જોવા પુષ્પના છોડ રે,

---

૩ એક કોર—એક પાસા. ૫ અણુવર—અનાવૃત( નહિ ઢાંકેલા )નો અપભ્રંશ. ૭ સમાર્યા—' સંભાળ્યા ' પાઠ અશુદ્ધ છે.

સુવાસથી પહોચ્યે મનના કોડ રે. ૧
મણિચોકઠાં ને કનકનાં ધામ રે,
શોભા જોતાં મન પામે વિરામ રે;
કૃષ્ણજીનું રાજ્ય નીતિધામ જ્યાંય રે,
સનકાદિક તો ગયા છે ત્યાંય રે. ૨
એ ચાર દોઢી ઓળંગી જ્યારે રે,
સાતમી દોઢીએ ખાળ્યા પ્રતિહારે રે;
ચેટી આડી ધરીને ખાળ્યા જ્યારે રે,
કોપે ભરાયા બ્રહ્મપુત્ર ત્યારે રે. ૩
અસુરની બુદ્ધિ તમે ન વિચારી રે,
મૃત્યુલોકમાં પડો અસુર દેહ ધારી;
સનકાદિકને પોળિયા છે જ્યાંય;
કૃષ્ણજી ઉઠીને ધાયા ત્યાંય રે. ૪
પીતાંબર ભૂમિ વિષે ભરાય રે,
રૂક્મિણી જઇને ઉંચું સા'ય રે;
ઘનશ્યામ શોભી રહ્યા જદુરાય રે,
ગુરુપ્રતાપે નરભેરામ ગાય રે. ૫

## પદ ૨ જું.

હરિ કહેછે શોક ન કરશો લગાર રે,

---

૧—૧ વાટિકા—વાડી ૨ નીતિધામ—નીતિના મંદિર ૩૫. ૩ ચેટી—છડી (?). બ્રહ્મપુત્ર—સનક વગેરે. ૪ અસુરની ઇ૦—અમારા જેવાને તમારે ખાળવા તે અસુરની બુદ્ધિ છે; એ બુદ્ધિનો તમે વિચાર ન કર્યો માટે તમે અસુરનો દેહ ધારીને મૃત્યુ લોકમાં પડો. સનકાદિક ઇ૦—"...કાવિક" એવો પાઠ છે.

એણી રીતે આગળ છે હોનાર રે;
જયવિજય નમ્યા સહુને પાય રે,
જાતિસમર્થ ચારે ન જાય રે. ૧
કહે છે હરિ ઋષિચરણજ ચાહું રે,
ઋષિકેરા ગુણ નિરંતર ગાઉં રે;
કમલા તો રહી અર્ધાંગ વિચારી રે,
તે કૃપા તો ઋષિજી દેવ તમારી રે. ૨
કશ્યપની દિતિએ વિપરીત કીધું રે,
કશ્યપને ધ્યાન ચૂકાવી ઋતુ લીધું રે;
કશ્યપ કહે પુત્ર પ્રગટશે જેહ રે,
ધર્મ લોપી દેવને દમશે તેહ રે. ૩
જય વિજય દિતિઉદરમાં આવ્યા રે,
હિરણ્યકશિપુ હિરણ્યાક્ષ નામ ધરાવ્યાં રે;
જ્યાં જ્યાં હિરણ્યાક્ષ ધરતો ચરણ રે,
ત્યાં ત્યાં નમી જાય ભૂતળની ધરણ રે. ૪
ઇંદ્રલોકમાં જઇ પહોચ્યો છે જ્યારે રે,
ઇંદ્ર આવી નમ્યો છે ત્યારે રે;
સાત સમુદ્ર આવી નમિયા પાય રે,

---

૨—૧ જાતિસમર્થ ( જાતિ સ્મરનો અપભ્રંશ ) પુર્વની જાતિ જાણવાની શક્તિવાળા ૩ જય વિજયનો પ્રથમ અવતાર વર્ણવે છેઃ કશ્યપની દિ૦—કશ્યપની ( પત્ની ) દિતિએ વિપરીત કામ કર્યું.

૪ હિરણ્યાક્ષ-'હિરણ્યકશિપુ' પાઠ બરોબર નથી. (જુઓ પદ ૩ જુ). ત્રીજા પદમાં હરિસાથે તેનો સંગ્રામ વર્ણ્યો છે તથા છેવટે 'હિરણ્યાક્ષનું તેજ હરિમાં જાય રે'. એમ કહ્યું છે, તે ઉપરથી અહીં કવિએ હિરણ્યાક્ષને ઉદ્દેશીનેજ પ્રસંગ વર્ણવ્યો જણાય છે. ભૂતળની ધરણ—પૃથ્વીના પૃષ્ઠ ઉપરની જમીન.

ગુરૂપ્રતાપે નરભેરામ ગાય રે. ૫

## પદ ૩ જું.

નમ્યા ધર્મને વરૂણજી જ્યારે રે,
નારદ મુનિ સામા મળિયા ત્યારે રે;
તારી સાથે યુદ્ધ કરે તે એક રે,
વિષ્ણુજી જાણે યુદ્ધ વિવેક રે. ૧
હિરણ્યાક્ષ કહે ક્યાં છે (તે) ગોપાળ રે,
સ્વર્ગ મૃત્યુ જઈ જીતો પાતાળ રે;
બ્રહ્માથકી વિષ્ણુ ઊદે થયા છે રે,
સુતળમાં પૃથ્વી લેવા ગયા છે રે. ૨
દાઢાગ્રમાં પૃથ્વી શૂકર રૂપ રે,
જોતાં વિસ્મય થઇ રહ્યો તે ભૂપ રે;
શૂકરરૂપે દીઠો આવતો જ્યારે રે,

---

૩—૧ નમ્યા ઈ૦—પાછલા પદમાં કહ્યું છે કે હિરણ્યાક્ષે સર્વને નમાવ્યા, તેજ સંબંધને ચાલતો રાખીને કવિ કહે છે કે ધર્મ અને વરૂણજી પણ નમ્યા. 'જમ' એવો પાઠ બરોબર નથી: કેમકે 'જમ' અને 'ધર્મ' એકજ પુરૂષનાં નામ હોવાથી અર્થની પુનરૂક્તિ થાય છે તથા ક્રિયાપદ વગર વાક્ય અર્થ રહિત થઇ જાય છે, માટે 'જમ' ને ઠામે 'નમ્યા' એમજ હોવું જોઇએ. ૨ હિરણ્યાક્ષ—(પદ ૨ જાની ૪ થી કડીની ટીકા જુઓ). સુતળમાં ઇ૦—સૃષ્ટિની ઉત્પત્તિ સમયે પૃથ્વી જળમાં ડૂબી ગઈ હતી તથા તેને હિરણ્યાક્ષ સુતળ નામે પાતાળના પ્રદેશમાં લેઇ ગયો હતો. પછી બ્રહ્માની પ્રાર્થના ઉપરથી વિષ્ણુએ શૂકર( ભૂંડ )નું રૂપ ધરીને તેને પોતાની દાઢની અણી ઉપર મૂકીને આણી હતી અને હિરણ્યાક્ષને માર્યો હતો, એવી કથા પુરાણોમાં છે.

જળ આધારે મૂકી ભૂમિને ત્યારે રે. ૩
પછે હરિએ કીધો મહાસંગ્રામ રે,
દુષ્ટને પહોચાડી યુદ્ધની હામ રે;
અસુરને તો મારી મુક્યો જ્યારે રે,
અસ્થિ જૂદાં કીધાં સર્વે ત્યારે રે. ૪
દેવ સર્વ તે આવી નમિયા પાય રે,
ગુરૂપ્રતાપે જન નરભેરામ ગાય રે;
હિરણ્યાક્ષનું તેજ હરિમાં જાય રે,
ગુરૂપ્રતાપથી નરભો ગાય રે. ૫

---

# जयविज़यने शाप थयानुं कारण.

## પદ ૧ લું.

### રાગ ધોળ.

### દેશી ઇંદ્રિજાગની.

પરીક્ષિત્ પૂછે શુકજી કહો, સંશય થયો અપાર;
વૈકુંઠે કયમ આવિયા, સનકાદિક જે ચાર. પરી૦ ૧
જય વિજય છે હરિતણા, પોળિયા કૃષ્ણને જેહ;
શાપ કોણે દેવરાવિયો, સંશયે ટાળોની એહ. પરી૦ ૨
શુકજી કહે સુણય રાયજી, એ લક્ષ્મીનું કામ;

---

૩ દાઢાગ્ર—દાઢની અણી ઉપર. ભૂપ—હિરણ્યાક્ષ. શૂકર રૂપે ઇ૦—હરિએ, પોતાના શૂકર રૂપવડે કરીને દૈત્યને જ્યારે આવતો દીઠો, એ અન્વય. ૨ પોળિયા—'પાળા' એવો પાઠ બરાબર લાગતો નથી.

એક દિવસ આવ્યાં હતાં, મૂકાવ્યું નિજ ધામ. પરી૦ ૩
લક્ષ્મીજીએ હરિને કહ્યું, સુણો સુંદરશ્યામ;
એ પોળિયાને કાઢવા, અહિયાં નહિ તેઓનું કામ. પરી૦ ૪
કૃષ્ણ કહે એને કાઢતાં, મુજને ગાળ હજૂર;
શ્યામાનું કહ્યું સાંભળ્યું, દાસ કર્યા હરિએ દૂર. પરી૦ ૫
માટે મેં તો કઢાય નહિ, સાચી કહું છું વાત;
મન ગમે તે તમે કરો, કોણે દીધા છે હાથ. પરી૦ ૬
લક્ષ્મીજી મહામાયાને મળિયાં, જય વિજય પર ઝેર;
સનકાદિકને મોકલો, જયમ આવે મુજ ઘેર. પરી૦ ૭
જય વિજયને હોનાર છે, કોપે ભરાયાં છે માય;
ગુરૂના ચરણપ્રતાપથી રે, જશ જન નરભો ગાય. પરી૦ ૮

## પદ ૨ જું.

લક્ષ્મીજીનું કહ્યું કરી, મહામાયાએ કર્યું કામ;
સનકાદિકને સૂઝ્યું જે, જઇએ વૈકુંઠ ધામ. લક્ષ્મી૦ ૧
વૈકુંઠ વિષે આવિયા, કારજ એવું કીધ;
વાટિકા જોઇ વાડી વળી, પુષ્પ પરિમળ લીધ. ,, ૨
મણિમય ખંભ ને ચોકડી, નીલમણિ અપાર;
શોભા કહી સંકેતમાં, વિસ્તારે થાય વાર. ,, ૩

---

૫ હજૂર—મારી હજૂરમાં ગાળ આવે—મને ગાળ ચોટે. કેવી ગાળ ચોટે? શ્યામાનું ઇ૦. ૬ કોણે ઇ૦—કોણે હાથ આડા ધર્યા છે? અથવા 'કાને દિધા છે હાથ' એવો પાઠ પણ હોઇ શકે. ૮ હોનાર—( શાપ ).

૨ વાટિકા—ઘરની પાસેનો ફૂલબાગ વાડી—નગરની પાસેનો ફૂલબાગ. વાટિકા અને વાડીમાં એવા કોઇ એ ભેદ કરિએ માન્યા હોય એમ જણાય છે.

૩ મણિમય ઇ૦—'મણિમેખભને ચોકડા' એવો પાઠ અશુદ્ધ છે. ખંભ —સ્તંભ.

કૃષ્ણ અંગ ત્યાં ફરકિયું, જુદ્ધ કરૂં કુણ સાથ;
પોળિયા નજરે પડ્યા, વા'લે વિચારી વાત. લક્ષ્મી. ૪
જય વિજયને હરિએ કહ્યું, બેસજ્યો એકાંત;
કોઇ આવે તો ખાળજો, રખે રાખતા ભ્રાંત. ,, ૫
એવે સનકાદિક આવિયા, મહામાયા નેત્ર માંય;
ખાળ્યા શાપ ત્યાંથી થયો, સંશય ધરો નહિ કાંય. ,, ૬
વૈરભાવે વે'લા મળો, [illegible] સાચી વાત;
બળ અતુલ ઘણું થશો, મરશો કૃષ્ણને હાથ. ,, ૭
એવે કૃષ્ણજી આવિયા, સનકાદિક લજવાય,
ગુરૂના ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય. ,, ૮

---

## प्रभुभजवा विषे.

### રાગ ગરબી.

રામરટન વસ્તુ સારી. વહેપારી૦
રામનામ વો'રો વો'રો. વહેપારી૦ ૧
પ્રેમતણી સૂડી સાચી સમારી. વહેપારી૦
રામનામ વો'રો વો'રો. વહેપારી૦ ૨
આવો અવસર નહિ આવે. વહેપારી૦
તે તો વેદપુરાણમાં ગાવે. વહેપારી૦ ૩
મોંઘી મનુષ્યાદેહનું ટાણું. વહેપારી૦
નહિ મળે ખરચ્યે કાંઇ નાણું. વહેપારી૦ ૪
એ માલ મણિથી મોંઘો. વહેપારી૦
સહેજે મળશે તમને સોંઘો. વહેપારી૦ ૫

એ માલ મેદાનમાં પડિયો. વહેપારી૦
સંસ્કાર હશે તેને જડિયો. વહેપારી૦ ૬
નહિ ચોકી પહેરો કાંઇ એને. વહેપારી૦
જે કો બાઝયો છે અક્ષર બેને. વહેપારી૦ ૭
મુનિમનો મેળ ન કા'વે. વહેપારી૦
જે કો ભજન કરે તે ભાવે. વહેપારી૦ ૮
નેત્ર આપ્યાં હરિને જોવા. વહેપારી૦
દુઃખ લક્ષચોરાશીનાં ખોવા. વહેપારી૦ ૯
કાન કથા સુણે છે જેહ. વહેપારી૦
નહિ ફરે ચોરાશી તેહ. વહેપારી૦ ૧૦
ચરણ આપ્યા તીરથમાં જાવા. વહેપારી૦
જીહ્વા આપી હરિજશ ગાવા. વહેપારી૦ ૧૧
કામનાં સગાં સંબંધી ન કોય. વહેપારી૦
ગળે ગળફો જે કાઢે સોય. વહેપારી૦ ૧૨
મળ્યાં પુત્ર પુત્રી ને લાડી. વહેપારી૦
કોઇ ગળફો શકે નહિ કા'ડી. વહેપારી૦ ૧૩
અંતકાળે આવશે એ કામ. વહેપારી૦
શંક નરભા રટી લે રામ. વહેપારી૦ ૧૪

---

૭ અક્ષર બેને—'રામ' એ બે અક્ષરને. ૧૩ ગળફો—મૃત્યુ વખતનો કફ જે કંઠમાં ભરાયછે તે.

# मनने शीखामण.

## પદ ૧ લું.

### પદ રાગ વસંત.

### ધ્રુવાર લખી છે.

આવ્યો વસંત અમૂલ્ય, મનવા! ફરી આવે નહિ હોરી;
જેવો ચિંતામણિ તુલ્ય, મનવા! ફરી આવે નહિ હોરી. ટેક. ૧
લક્ષ ચોરાશીની રજની વીતી, ઘણું અંધારૂં ઘોર. મનવા૦
વા'ણું વાયું ને દિવસ ઉગ્યો, હૃદય છે તારૂં કઠોર. મનવા૦ ૨
વસંતમાં બે તરૂણી મળી તુજને, પૂર તે ત્યાં કર હેત. મનવા૦
એક તરૂણી અંતે સુખ આપે, દૂજી તો અંતે ફજેત. મનવા૦ ૩
પ્રથમ રજની તુજને બતાવુ, જો આવે તુજને લાજ. મનવા૦
જોઈ વિચારીને ડગલું ભરશો, તો સઝશે સઘળું કાજ. મનવા૦ ૪
નાનાવિધના દેહ તે ધરિયા, પાર ન પામ્યો અનેક. મનવા૦
સંક્ષેપ માત્રમાં તુજને કહુંછું, કહેતાં ન આવે છેક. મનવા૦ ૫
ઉંટ થઇને તો બોજા ઉઠાવ્યા, ચાવી કંકોળ કથાર. મનવા૦
હાથી હડસેલે નગર ભગાવ્યા, ભાલા લોઢાના અપાર. મનવા૦ ૬

---

૧ વસંત-( મનુષ્ય જન્મરૂપી ). ૨ હૃદય ઇ૦—' હૃદયા તારી કઠોર ' એવો પાઠ છે. ૩ બે તરૂણી—પ્રવૃત્તિ તથા ભક્તિ( નિવૃત્તિ ). એક તરણી—ભક્તિ; દૂજી—પ્રવૃત્તિ. રજની—રાત્રી ( ચોરાશી લક્ષ જન્મરૂપી ).

૫ છેક—છેહ—પાર. હાથી ઈ૦—નગરના દરવાજા તોડતી વખતે ત્યાં આગળ ઉંટ ઊભાં રાખીને પછવાડેથી હાથીઓ તેને ઠેલે છે એટલે કમાડ ભાગી પડે છે અને દરવાજાનાં કમાડના લોઢાના ભાલા વાગવાથી ઉંટનો પ્રાણ જાય છે, એ મતલબ છે. " હાથી હરસે નગ્ર ભુલાવા, ભાલા લોટાના પાર " એવો પાઠ અશુદ્ધ છે.

ભર્યાં બોજો બેસાર્યાં ઉઠાડયો, તે સંકટ ધર્યું શિર. મનવા૦
વસંત ઋતુમાં તું જાગીને જોને, સૂકયું નેત્રનું નીર. મનવા૦ ૭
ગર્ધવ થઇ ગલિયોમાં ભટકયો, નહિ ગમાણને ચાર. મનવા૦
વણ તોલ્યા મૂઢ બોજા ઉઠાવ્યા, હજુ ન ખાધી હાર. મનવા૦ ૮
સુરભિસુત થઇને ચીલે ચાલ્યો, ગાડે ભાડે પંથ દૂર. મનવા૦
થયો તું ગળિયો ને નવ ઉઠાયું, ખાધો તેં માર મજૂર. મનવા૦ ૯
એવા જન્મ તેં અનેક ધરિયા, કહેતાં ના'વે પાર. મનવા૦
વળી પાડે તો કે'શો જઈ કેને, માટે સમજ ગમાર. મનવા૦ ૧૦
બે'રા બોબડા લૂલા ઠુંઠા કરીને, આપે એવા અવતાર. મનવા૦
રાવણ, શત કૈરવને રોળ્યા, પછે તારો શો ભાર. મનવા૦ ૧૧
હરિમંદિર હરિ કીર્તન કરને, હરિજન કેરો પાગ. મનવા૦
ગુરૂના ચરણપ્રતાપથી નરભા, વસંત ઋતુમાં જાગ. મનવા૦ ૧૨

## પદ ૨ જાું.

વસંત ઋતુમાં ખેલ, મનવા ! વસંત આવ્યો હો હોરી;
બીજી ઉપાધિ મેલ, મનવા ! વસંત આવ્યો હો હોરી. ટેક. ૧
કૃષ્ણને ચરણે શીશ નમિયું તે. તુંબીફળ કહેવાય. મનવા૦
જે જીહ્વાએ હરિરસ ન ગાયા, તે દાદુરજીભ મનાય. મનવા૦ ૨
શું કરવા તું ભૂતળ આવ્યો, જપ્યા નહિ શારંગપાણ. મનવા૦

---

૯ સુરભિસુત—બળદ. ૧૦ પાડે—( ઉપર કહ્યા તેવા જન્મમાં ). ૧૨ પાગ—પગે લાગ ( અધ્યાહાર ).

૨ તુંબીફળ—તુંબડું. અર્થાત્ જેમ તુંબડું પાણી ઉપર તરેછે તેમ તે માણસ તરી જશે. ' ન નમિયું ' એવો પાઠ હોય તો તુંબડા જેવું તુચ્છ, એવો અર્થ થાય.

જે નેત્રે નિરખ્યા નહિ હરિને, આંખ અંગારો જાણ. મનવા૦ ૩
કથા કીર્તન કાને ન સુણિયું, તે સર્પ રાફડા સોય. મનવા૦
ભુજા ન જોડ્યા તે ફણા નાગની, સંશય ધરો નહિ કોય. મનવા૦ ૪
નાસિકા હરિપ્રસાદી ન પામી, તે ભમરીનાં દ્વાર. મનવા૦
શ્વાસોચ્છવાસ હરિનામ ન લીધું, શ્વાસ ધમણ નિરધાર. મનવા૦ ૫
ચરણ આપ્યા હરિમંદિર જાવા, કર્યું નૃત્ય ને ગાન. મનવા૦
પ્રભુ ને પૈડાણ એવી કરી, તે કયમ ભૂલ્યો ભાન. મનવા૦ ૬
તેમાંનું મૂરખ કાંઈ ન કીધું, કયમ વિસરી ગઈ વાત. મનવા૦
મૂરખ મિથ્યા જન્મ ગયો, મારી ભારે શીદ માત ? મનવા૦ ૭
મિથ્યા મૂરખ અન્ન વણસાડ્યું, કાંઇ સર્યું નહિ કાજ. મનવા૦
ઉજળે મોઢે ક્યાં થકી જાશો, રહેશે નહિ તુજ લાજ. મનવા૦ ૮
સર્પગળું જુઓ સાંણસે આવે, ઉપજે નહિ તે આપ. મનવા૦
એણી રીતે નારી સાંણસો જાણો, કઇને કર્યા છે ખરાબ. મનવા૦ ૯
સર્વે કરે ને ન કરે કાંઇ, એ સમજણ ત્યાં ભાગ. મનવા૦
ગુરૂના ચરણપ્રતાપે કરીને, જન નરભા તું જાગ. મનવા૦ ૧૦

## પદ ૩ જું.

આનંદ મંગળ આજ, મનવા ! આનંદ મંગળ આજ;
સમજે સરશે કાજ, મનવા ! આનંદ મંગળ આજ. ટેક. ૧
કાગળ વા જ્યારે ધરાણી રહીતી, તે ચઢી શત જોજન. મનવા૦

---

૬ પૈડણ—સરત ( ગર્ભવાસમાં ). ૯ ઉપજે ઈ૦—તે વારે સાપનું પોતાનું કાંઇ ઉપજતું નથી.

૧૦ સર્વે ઈ૦—સંસારનાં સર્વે કાર્ય કરે અને હરિભક્તિ કાંઈ કરે નહિ, એવી સમજણ જ્યાં હોય ત્યાંથી તું ભાગ —નાશ. અથવા જે પુરૂષો સર્વે કાર્ય કરતા થકા અકર્ત્તા છે તેમની તરફ તું ભાગ—જા.

અમૃત કાઢું તારી જાણજે, હજુ ન સમજ્યું મન.  મનવા૦ ૨
માતપયોધર કેટલું પીધું, સાત સાયરથી અપાર.  મનવા૦
તોય મનવા હજુ નથી ધરાયો, વળ્યો નથી ઓડકાર.  મનવા૦ ૩
તું જન્મ્યા પૂઠે દૂધ મોકલ્યું, તેહનો ગુણ સંભાર.  મનવા૦
માર મારંતા જમડા હાર્યા, તેં નવ ખાધી હાર.  મનવા૦ ૪
નવ ભજ્યો હરિગુણ ન ગાયા, શીદ આવ્યો'તો પેટ.  મનવા૦
દશ માશ તને ઉદરમાં ધાર્યો, તે મિથ્યા ઉપાડી વેઠ.  મનવા૦ ૫
વસંત ઋતુ ખીલેછે જ્યારે, એક કેરડાને પત્ર ન આવે.  મનવા૦
વસંત ઋતુ ખીલેછે જ્યારે, સહુ વૃક્ષ પ્રકાશે આપે.  મનવા૦ ૬
એક કેરડાને પત્ર ન આવે, તેહ વૃક્ષનાં પાપ.  મનવા૦
માણકઠારીના મેહ તે વરસે, મોતી છીપ[માં આપ].  મનવા૦ ૭
શૂન્ય છીપ તે ઉપર ન આવે, માટે તે વાંઝ ગણાય.  મનવા૦
*  *  *  *  *  ૮
વસંતઋતુ મનુષ્યા દેહ જાણજો, ભજીલિયો કીરતાર.  મનવા૦
માન બડાઇ ને ઇર્ષ્યા નવ ગઇ, તે નરને ધિઃકાર.  મનવા૦ ૯
ભક્તિને અંકુર વસંતે આવે, જે કો રટે રઘુરાય.  મનવા૦

---

૨ કાગળવા ઇ૦—(?) ૩ પયોધર-પયોધરમાંનું દૂધ. સાયર-સાગર. ૫ હરિગુણ ન ગાયા—'હરિગુણ નવા' એવો પાઠ છે. દશ માસ ઇ૦—'દશ માસ તને થાય વૈઠાર્યા, તે મિથ્યા પડી વેઠ' એવો પાઠ છે.

૭ આપ—પોતે ( મેહ ), અથવા પાણી. "મોતી છીંપ" એટલોજ પાઠ પ્રતમાં છે; બાકીના અક્ષરની જગા ખાલી મૂકી છે

૮ માટે ઇ૦—"માટે તે વાંઝુ ઠાણાય" એવો પાઠ છે. આ કડીનું ઉત્તરાર્દ્ધ નથી.

તેહનું દર્શન સ્પર્શન કરતાં, પાતક ભવનાં જાય. મનવા૦ ૧૦
ગુણ ગુલાલ અબિલ ઉમળકો, ભવનો કેસુડો ઘોળ. મનવા૦
પ્રેમતણી પીચકારી કરીને, હરિને રંગમાં રોળ. મનવા૦ ૧૧
એવો વસંત અનેક જ્યાં ખેલે, કહેતાં ન આવે પાર. મનવા૦
ગુરૂચરણથકી નરભો કહેછે, તે નરને બલિહાર મનવા૦ ૧૨

## પદ ૪ થું.

### રાગ વસંત.

શ્રીનંદ જશોદાકે લાલ, બ્રિજમે, ખેલ મચાયો હે હોરી;
ઉડત અબિલ ગુલાલ બ્રિજમેં, ખેલ મચાયો હે હોરી. ટેક. ૧
દ્વારસે નિકસી મુરલી બજાઇ, ભેગે ભયે હે ગોવાલ;
અબિલ ગુલાલકી ઝોરી ભરી હે, ભક્તનકે પ્રતિપાલ. બ્રિજમે૦ ૨
બ્રિજની પોરે હરિબલ ચાલે, સંગ સખાની લા'ર;
કેસર ઘોરી કનક કુંભ ભરે હે, કર કંચન પીચકાર. ,, ૩
કેસરી રૂપ બન્યાં છે સખાનાં, કેસરી જામા ને પાઘ;
પુષ્પની વૃષ્ટિ દેવ કરે છે, ધન્ય ધન્ય વ્રજજન ભાગ્ય. ,, ૪
શબ્દ સુનકે વ્રજજુવતી ધાઇ, આઇ મિલી બ્રિજપોર;
મરજાદ છોડકે માનની ધાઇ, બોલત ગારી અંકોર. ,, ૫
એક જુથ વૃષભાનસુતાકો, સનમુખ નંદકિશોર;
લાલ હિ લાલ બની વ્રજનારી, લાલભયી વ્રજપોર. ,, ૬
અબિલ ગુલાલ ઉડત દોઉ જુથકે, ઉત રાધે ઉત કાન;

---

૨ નિકસી—નીકળીને. ૩ પોરેં—પોળે. 'પોરે' પાઠ લેખકદોષનો છે. પિચકાર—'પીચકારી' પાઠ છે. ૫ માનની—'માનવી' પાઠ છે.

સખા સખિયો સબ મેલે ભયે હેં, ભૂલ ગયે દેહભાન. બ્રિજમે૦ ૭
ઉડત અબિર ગુલાલતે ભારી, છાયો ગગનમેં ભાન;
બેમુરજાદ છે વસંતરજની, ઉત રાધે ઉત કાન. „ ૮
બાજિત્ર બાજત હૈ દોઉ જુથમે, તાલ કાંસી મરદંગ;
શરનાઇ નફેરી ઝાંઝ ખંજરી, ભેર ભુંગળ ઉપંગ. „ ૯
જુવંતીજુથ સબ મિલી ધાયું, ઘેરે જશોદાકે લાલ;
રાધે અચાનક આઇ કહત હેં, જીતી ગયે તુમ કાલ. „ ૧૦
રાધિકા સબ સખિયનકુ કહત હેં, લાગ પર્યો હેં આઇ;
હરિહલધરને નારી બનાઓ, રાધાને સાન બતાઇ. „ ૧૧
મુરલી છીન લીઇ લલિતાને, ગુંથી બે ભ્રાતકી વેણ;
તે શોભા મુખ વરની ન જાયે, જાણે વાસુકિ ફેણ. „ ૧૨
નાક નથન બેઉ ભ્રાતને, મુખપર હલધર રંગ;
મુક્તાફલકે હાર ધરે હેં, જેસી સ્વર્ગકી ગંગ. „ ૧૩
છલ્લા અંગુઠી ને નૂપુર ધરિયાં, નારી કિયે હેં દો ભાઇ;
અરસપરસ શૃંગાર ધર્યો હેં, રૂપરંગ બદલાઇ. „ ૧૪
આંખ આંજી છે બેહુની અબળા, ને ટબકુ કાજળ ગાલ;
શૃંગાર સખિયનકો સબ પેનાયો, ઝવેર ઝૂમણાં ઝાલ. „ ૧૫
અબિલ ગુલાલસં ઢાંકે દો ભાઇ, ગગન મંડલ ગયો છેર;
ચો દિશસેં પીચકાર પરત હેં, હોરિ હોરિ બેર બેર. „ ૧૬
લલિતાજીકુ લાલ બનાયો, દુજી સખી બલભ્રાત;
બલ બનકે હલમૂસલ ગ્રહે હેં, મુરલી લલિતાકે હાથ. „ ૧૭

---

૭ ઉત—પણે. ૧૦ ઘેરે—ઘેર્યો. ૧૩ નથન—'નખન' એવો પાઠ છે. ૧૫ સખિયન—સખીઓ, 'સલિયર કોસલ' એવો પાઠ બરાબર લાગતો નથી. ૧૭ લાલ—કૃષ્ણ.

અબિર ગુલાલકી ધૂમ મચી હેં, કેસે કિયો હેં ખ્યાલ;
* * * * * બ્રિજમેં૦ ૧૮
સખી પઠાઇ જશોદાને ઝાલે. હેત કરીને હાથ;
ભૂલ્યાં જશોદાજી ભૂલ્યાં કહીને, હસી પડ્યો સબ સાથ. ,, ૧૯
ફગવા મંગવાઇ મનભાયા દીના, ત્યારે દેખાડે લાલ;
ગુરૂચરણપ્રતાપે નરભાને, ભક્તિ હો પ્રેમરસાલ. ,, ૨૦

## વસંત રાગ ગોડી.

શ્રી નંદ જશોદા કે લાડી લે, ગૌરવ શ્યામ હરિ;
નખશિખ ધરે શૃંગાર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧
મુકુટ કુંડળ કાનમાં, ગૌરવ શ્યામ હરિ;
ઉર મુક્તાફળ હાર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨
ખંધ ગુલાલકી ઝોળિયો, ગૌરવ શ્યામ હરિ;
બહુ વિધ વાજાં અપાર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૩
શત સખાસહિત સંચર્યો, ગૌરવ શ્યામ હરિ;
કર કંચન પિચકાર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૪
મતિરાજ બલિરાજ છે, ગૌરવ શ્યામ હરિ;
સુબલ સુબાહુ કે'વાય, લાલ ગૌરવ શ્યામ હરિ. ૫
સુદામા સહિત સંચરે, ગૌરવ શ્યામ હરિ;

---

૧ ગૌરવ—ગુરૂતા ગુણ, ગુરૂના ગુણવાળા શ્યામ હરિ. ૫ બલિરાજ—બળરાય. સુબળ, સુબાહુ,—ગોપનાં નામ. 'સુલલ' એવો પાઠ લેખક દોષનો જણાયછે.

ગોપરાજ ગીત ગાય, લાલ ગૌરવ શ્યામ હરિ. ૬
અબિલ ગુલાલ વાજાં ગ્રહ્યાં, ગૌરવ શ્યામ હરિ;
નિકર્યો હરિકો સાથ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૭
વ્રજની પોરે આવિયા, ગૌરવ શ્યામ હરિ;
મુરલી શ્રીહરિને હાથ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૮
હરિ અધરથી શબ્દ થયો, ગૌરવ શ્યામ હરિ;
વાંસલી વેદનું ગાન, લાલ ગૌરવ શ્યાગ હરિ. ૯
મંત્ર જંત્ર કાંઇ કામણ, ગૌરવશ્યામ હરિ;
ભામિની ભૂલી ભાન, લાલ ગૌરવશ્યામ હરિ. ૧૦
વનિતા વ્યાકુળ ઘણી થઇ, ગૌરવ શ્યામ હરિ;
જળ મીનને જેવી પ્રીત, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૧
લક્ષઅંકુર સર્વ તાણિયા, ગૌરવ શ્યામ હરિ;
ચોરીને લીધાં ચિત્ત, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૨
અબળા અતિ આતુર થઇ, ગૌરવ શ્યામ હરિ;
ભુવન રહ્યું ન જાય, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૩
કંઠનું પાય પાયનું કંઠમાં, ગૌરવ શ્યામ હરિ;
આભૂષણ બદલાય, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૪
ચિત્ત રહ્યું નથી ચોકમાં, ગૌરવ શ્યામ હરિ;
ફટકારી ફરે સર્વ કોય, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૫
રંગ લાગ્યો રમવાતણો, ગૌરવ શ્યામ હરિ;

---

૬ સુદામા—શ્રીદામા ગોપ. ગોપરાજ— 'ગોખરાજ' પાઠ અશુદ્ધ લાગેછે. પોરે—પોળે. ( પદ ૪ થું કડી ૩ જી જુઓ. )

૧૨ લક્ષઅંકુર—લક્ષ્યરૂપી અંકુર. ૧૫ ચોકમાં–સ્થિતિમાં—સ્થિર થઈને. ફટકારી—ફટકેલી.

બાહ્ય ભીંતર હરિને જોય, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૬
આંજ્યું અંજન એક આંખમાં, ગૌરવ શ્યામ હરિ;
સુણી જ્યાં વાંસળી કાને, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૭
બીજું અંજન બાકી રહ્યું, ગૌરવ શ્યામ હરિ;
ભૂલી ગઇ દેહનું ભાન, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૮
તારૂણી સર્વ ટોળે થઇ, ગૌરવ શ્યામ હરિ;
આનંદ પ્રગટ્યો ઉર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૯

વ્રજની પોળે આવિયાં, ગૌરવ શ્યામ હરિ;
જ્યમ સિંધુનું પૂર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨૦
આગે સુતા બ્રખુભાનકી, ગૌરવ શ્યામ હરિ;
રૂપતણે અંબાર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨૧
શ્યામને સનમુખ ભાળિયા, ગૌરવ શ્યામ હરિ;
કહે નરભો કરે છે જુહાર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨૨

સબ સખિયન હરિકુ કહે, ગૌરવ શ્યામ હરિ;
તુમ જીતી ગયે હે કાલ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨૩
જોર જોઇએ તુમ કેટલું, ગૌરવ શ્યામ હરિ;
તે દેખાડો નંદલાલ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨૪
આવો અબળા કહે ખેલીએ, ગૌરવ શ્યામ હરિ;
હોરી હોરી બેરબેર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨૫

શણગાર સખી સંકેતમાં, ગૌરવ શ્યામ હરિ;
ઝાલ ઝૂમણુ ઝવેર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨૬
બાજાં બજે બેહુ જુથમાં, ગૌરવ શ્યામ હરિ;
તાલ કાંસી મૃદંગ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨૭

---

૨૬ શણગાર ઇ૦—સખીઓના શણગાર હું સંકેતમાં (સંક્ષેપમાં) કહું છું.

ગોપરાજ ગીત ગાય, લાલ ગૌરવ શ્યામ હરિ. ૬
અબિલ ગુલાલ વાજાં ગ્રહ્યાં, ગૌરવ શ્યામ હરિ;
નિકર્યાં હરિકો સાથ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૭
વ્રજની પોરે આવિયા, ગૌરવ શ્યામ હરિ;
મુરલી શ્રીહરિને હાથ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૮
હરિ અધરથી શબ્દ થયો, ગૌરવ શ્યામ હરિ;
વાંસલી વેદનું ગાન, લાલ ગૌરવ શ્યાગ હરિ. ૯
મંત્ર જંત્ર કાંઇ કામણ, ગૌરવશ્યામ હરિ;
ભામિની ભૂલી ભાન, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૦
વિનતા વ્યાકુળ ઘણી થઇ, ગૌરવ શ્યામ હરિ;
જળ મીનને જેવી પ્રીત, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૧
લક્ષઅંકુર સર્વ તાણિયા, ગૌરવ શ્યામ હરિ;
ચોરીને લીધાં ચિત્ત, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૨
અબળા અતિ આતુર થઇ, ગૌરવ શ્યામ હરિ;
ભુવન રહ્યું ન જાય, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૩
કંઠનું પાય પાયનું કંઠમાં, ગૌરવ શ્યામ હરિ;
આભૂષણ બદલાય, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૪
ચિત્ત રહ્યું નથી ચોકમાં, ગૌરવ શ્યામ હરિ;
ફૂટકારી ફરે સર્વ કોય, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૫
રંગ લાગ્યો રમવાતણો, ગૌરવ શ્યામ હરિ;

---

૬ સુદામા—શ્રીદામા ગોપ. ગોપરાજ— 'ગોખરાજ' પાઠ અશુદ્ધ લાગેછે. પોરે—પોળે. ( પદ ૪ થું કડી ૩ જી જુઓ. )

૧૨ લક્ષઅંકુર--લક્ષ્યરૂપી અંકુર. ૧૫ ચોકમાં–સ્થિતિમાં—સ્થિર થતી. ફૂટકારી—ફટકેલી.

બાહ્ય ભીંતર હરિને જોય, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૬
આંજ્યું અંજન એક આંખમાં, ગૌરવ શ્યામ હરિ;
સુણી જ્યાં વાંસળી કાને, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૭
બીજું અંજન બાકી રહ્યું, ગૌરવ શ્યામ હરિ;
ભૂલી ગઇ દેહનું ભાન, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૮
તારૂણી સર્વ ટોળે થઇ, ગૌરવ શ્યામ હરિ;
આનંદ પ્રગટ્યો ઉર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૧૯
વ્રજની પોળે આવિયાં, ગૌરવ શ્યામ હરિ;
જ્યમ સિંધુનું પૂર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨૦
આગે સુતા બ્રખુભાનકી, ગૌરવ શ્યામ હરિ;
રૂપતણે અંબાર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨૧
શ્યામને સનમુખ ભાળિયા, ગૌરવ શ્યામ હરિ;
કહે નરભો કરે છે જુહાર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨૨
સબ સખિયન હરિકુ કહે, ગૌરવ શ્યામ હરિ;
તુમ જીતી ગયે હે કાલ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨૩
જોર જોઇએ તુમ કેટલું, ગૌરવ શ્યામ હરિ;
તે દખાડો નંદલાલ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨૪
આવો અબળા કહે ખેલીએ, ગૌરવ શ્યામ હરિ;
હોરી હોરી બેરબેર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨૫
શણગાર સખી સંકેતમાં, ગૌરવ શ્યામ હરિ;
ઝાલ ઝૂમણ ઝવેર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨૬
બાજાં બજે બેહુ જુથમાં, ગૌરવ શ્યામ હરિ;
તાલ કાંસી મૃદંગ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨૭

---

૨૬ શણગાર ઇ૦—સખીઓના શણગાર હું સંકેતમાં (સંક્ષેપમાં) કહું છું.

શરણાઇ નફેરી ખંજરી, ગૌરવ શ્યામ હરિ;
ભુંગળ ભેર ઉપંગ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨૮
સખા સખિયન ભેળે ભચે, ગૌરવ શ્યામ હરિ;
હોરી હોરી બેરબેર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૨૯
અબિર ગુલાલકી ધૂમ મચી, ગૌરવ શ્યામ હરિ;
ગગન મંડળ ગયો છાઇ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૩૦
અબિલ ગુલાલ કેસરતણી, ગૌરવ શ્યામ હરિ;
પ્રગટ સરિતા ચલાઇ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૩૧
પડત પિચકારી ઘણી, ગૌરવ શ્યામ હરિ;
જાણે વૃષાઋતુ આઇ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૩૨
કોય હસત કોય ગાવત, ગૌરવ શ્યામ હરિ;
પડે ફૂલનકા માર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૩૩
ગુરૂચરન પ્રતાપસે, ગૌરવ શ્યામ હરિ;
જન નરભો બલિહાર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૩૪
નહિ મરજાદ વસંતમાં, ગૌરવ શ્યામ હરિ;
લાગ પર્યોહે આઇ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૩૫
સબસખિયન ઘેરો કરી, ગૌરવ શ્યામ હરિ;
નગન કીજે દો ભાઇ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૩૬
લાજ લીધી હરિ આપની, ગૌરવ શ્યામ હરિ;
જળે દો'ડી બહુ પેર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૩૭
આજ અમૂલક લાગ છે, ગૌરવ શ્યામ હરિ;
સુખેથી વાળો વેર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૩૮
કનકકુંભ કેસુ ભર્યા, ગૌરવ શ્યામ હરિ;
ભૂષણ વાજાંના ઘોર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૩૯
પ્રેમદા ભુજ પિચકારિયો, ગૌરવ શ્યામ હરિ;
બોલે ગારી અંકોર, લાલ ગૌરવ શ્યામ હરિ. ૪૦

સબ સખિયન સાથે ધસી, ગૌરવ શ્યામ હરિ;
ધશ્યો હરિસે સાથ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૪૧
અબિર ગુલાલ દો જૂથકે, ગૌરવ શ્યામ હરિ;
શી મુખ વર્ણવું વાત, લાલ ગૌરવ શ્યામ હરિ. ૪૨
બેહુ જુથે પિચકારિયો, ગૌરવ શ્યામ હરિ;
શું વર્ણવું નથી અંત, લાલ ગૌરવ શ્યામ હરિ. ૪૩
શ્યામા ઔર શ્યામ ભેલે ભયે, ગૌરવ શ્યામ હરિ;
ખેલત ફાગ વસંત, લાલ ગૌરવ શ્યામ હરિ. ૪૪
લાલ ભુવન લાલ બરખ હી, ગૌરવ શ્યામ હરિ;
લાલ હરિ ગોવાલ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૪૫
પડત પિચકારી ગોપીકી, ગૌરવ શ્યામ હરિ;
ભીગાવે સબ તે કાલ, લાલ ગૌરવ શ્યામ હરિ. ૪૬
મારત પિચકારી ગોપવી, ગૌરવ શ્યામ હરિ;
જુવતી સિર પરલીન, લાલ ગારવ શ્યામ હરિ. ૪૭
હરિ હલધર બેઉ ભ્રાતને, ગૌરવ શ્યામ હરિ;
ગ્રહી ગઇ પોતાની મીન, લાલ ગૌરવ શ્યામ હરિ. ૪૮
અજીત નરને જીતિયા, ગૌરવ શ્યામ હરિ;
ફગુવા બહોત મંગાય, લાલ ગૌરવ શ્યામ હરિ. ૪૯
શ્રીગુરૂચરન પ્રતાપસે, ગૌરવ શ્યામ હરિ;
જશ જન નરભો ગાય, લાલ ગૌરવ શ્યામ હરિ. ૫૦

---

૪૫ બરખ હી—વૃક્ષો પણ લાલ થઈ ગયાં હતાં. ૪૭ ભીગાવે-ભીંજાવે. " સબ ને કાલ " એવો પાઠ બરાબર લાગતો નથી. ગોપવી-સંતાડીને. ૪૮ મીન—મીલ ( તરફેણ ).

## વસંત રાગ ગોડી.

ફાગ ખેલન હરિ નીસરે, ઘનશ્યામ હરિ;
સંગ સખાની લા'ર, લાલ ઘનશ્યામ હરિ. ૧
સખા સખિયન ભેલે ભયે, ઘનશ્યામ હરિ;
પડે ફૂલન કો માર, લાલ ઘનશ્યામ હરિ. ૨
ધૂમ મચી છે ગુલાલની, ઘનશ્યામ હરિ;
ધાયો અન્યો અન્ય સાથ, લાલ ઘનશ્યામ હરિ. ૩
હરિ હલધરને ઘેરિયા, ઘનશ્યામ હરિ;
શી સુખ વર્ણવું વાત, લાલ ઘનશ્યામ હરિ. ૪
કોય પીતાંબર ખેંચી લિયે, ઘનશ્યામ હરિ;
કોય મુરલી લીની છિનાઇ, લાલ ઘનશ્યામ હરિ. ૫
હાસ્ય વિનોદ અતિ ઘણો, ઘનશ્યામ હરિ;
નગન કિયે દો ભાઇ, લાલ ઘનશ્યામ હરિ. ૬
હરિ હલધર બેહુ ભ્રાત તે, ઘનશ્યામ હરિ;
ભયે ગુલાલસે લાલ, લાલ ઘનશ્યામ હરિ. ૭
આંખો આંજી છે ભ્રાતની, ઘનશ્યામ હરિ;
ટપકાં બનાવ્યાં ગાલ, લાલ ઘનશ્યામ હરિ. ૮
નગને નગન દાખવા, ઘનશ્યામ હરિ;
ખેંચી લીધા શૃંગાર, લાલ ઘનશ્યામ હરિ. ૯
વેણી ગુંથી બે ભ્રાતની, ઘનશ્યામ હરિ;
અબળા બળ અપાર, લાલ ઘનશ્યામ હરિ. ૧૦
છલાઆંગુઠી નૂપુર ધર્યે, ઘનશ્યામ હરિ;
નારી કર્યા બે ભ્રાત, લાલ ઘનશ્યામ હરિ. ૧૧

---

૧૦ વેણી—' વેણા ' પાઠ અશુદ્ધ છે.

બીજી સખી બળભદ્ર થઇ, ઘનશ્યામ હરિ;
વાંસળી લલિતા હાથ, લાલ ઘનશ્યામ હરિ. ૧૨
મૂકો મૂકો બેઉ ભ્રાત કે', ઘનશ્યામ હરિ;
માગો કે' આપું ગોવિંદ, લાલ ઘનશ્યામ હરિ. ૧૩
શ્યામા કે' કારજ નહિ સરે, ઘનશ્યામ હરિ;
જોશે જશોદાનંદ, લાલ ઘનશ્યામ હરિ. ૧૪
જે હરિએ બ્રહ્માંડ બાંધ્યું, ઘનશ્યામ હરિ;
અતિ અદ્ભુત કાય, લાલ ઘનશ્યામ હરિ. ૧૫
પુષ્પની વૃષ્ટિ દેવ કરે સહુ, ઘનશ્યામ હરિ;
વનિતાને વશ થયા આમ, લાલ ઘનશ્યામ હરિ. ૧૬
નંદ જશોદાને સહુ કહે, ઘનશ્યામ હરિ;
આ શો તમારો ચાલ, લાલ ઘનશ્યામ હરિ. ૧૭
વિપત પાડે વ્રજનારને, ઘનશ્યામ હરિ;
લઇ જાઓ તમારો લાલ, લાલ ઘનશ્યામ હરિ. ૧૮
કર્ત્રિમ કુંવર જે હતા, ઘનશ્યામ હરિ;
ઝાલ્યા જશોદા હાથ, લાલ ઘનશ્યામ હરિ. ૧૯
નો'ય હરિ બળદેવજી, ઘનશ્યામ હરિ;
હસી પડ્યો સહુ સાથ, લાલ ઘનશ્યામ હરિ. ૨૦
કૃગુવા ભક્તિ પદ આપિયા, ઘનશ્યામ હરિ;
જશોદા ઘેર લઇ જાય, લાલ ઘનશ્યામ હરિ. ૨૧
શ્રીગુરૂચરણપ્રતાપથી, ઘનસ્યામ હરિ;
જશ જન નરભો ગાય, લાલ ઘનસ્યામ હરિ. ૨૨

---

૧૯ કર્ત્રિમ—બનાવટી—જૂઠા ઊભા કરેલા—વેષધારી ગોપીઓ. કરતવ ' પાઠ અશુદ્ધ છે.

## વસંત રાગ ગોડી.

ફાગ ખેલન હરિ નીસરે, ઘનશ્યામ હરિ;
સંગ સખાની લા'ર, લાલ ઘનશ્યામ હરિ. ૧
સખા સખિયન ભેલે ભયે, ઘનશ્યામ હરિ;
પડે ફૂલન કો માર, લાલ ઘનશ્યામ હરિ. ૨
ધૂમ મચી છે ગુલાલની, ઘનશ્યામ હરિ;
ધાયો અન્યો અન્ય સાથ, લાલ ઘનશ્યામ હરિ. ૩
હરિ હલધરને ઘેરિયા, ઘનશ્યામ હરિ;
શી મુખ વર્ણવું વાત, લાલ ઘનશ્યામ હરિ. ૪
કોય પીતાંબર ખેંચી લિયે, ઘનશ્યામ હરિ;
કોય મુરલી લીની છિનાઇ, લાલ ઘનશ્યામ હરિ. ૫
હાસ્ય વિનોદ અતિ ઘણો, ઘનશ્યામ હરિ;
નગન કિયે દો ભાઇ, લાલ ઘનશ્યામ હરિ. ૬
હરિ હલધર બેહુ ભ્રાત તે, ઘનશ્યામ હરિ;
ભયે ગુલાલસે લાલ, લાલ ઘનશ્યામ હરિ. ૭
આંખો આંજી છે ભ્રાતની, ઘનશ્યામ હરિ;
ટપકાં બનાવ્યાં ગાલ, લાલ ઘનશ્યામ હરિ. ૮
નગને નગન દાખવા, ઘનસ્યામ હરિ;
ખેંચી લીધા શૃંગાર, લાલ ઘનશ્યામ હરિ. ૯
વેણી ગુંથી બે ભ્રાતની, ઘનશ્યામ હરિ;
અબળા બળ અપાર, લાલ ઘનશ્યામ હરિ. ૧૦
છલાઅંગુઠી નૂપુર ધર્યે, ઘનશ્યામ હરિ;
નારી કર્યા બે ભ્રાત, લાલ ઘનશ્યામ હરિ. ૧૧

---

૧૦ વેણી—'વેણા' પાઠ અશુદ્ધ છે.

નાકમાં નથન ને અંજન આંખે;
( વારી બિંદી રે ) વારી બિંદી બનાઇ. મુખ૦ ૧૦
શૃંગાર સખી કો સબ પેનાયો;
મુખપેં હલદી લગાઇ. મુખ૦ ૧૧
તાલ પખાજ રવાજ બંસરી;
( ઘણી ગરજે રે ) ઘણી ગરજે સરનાઇ. મુખ૦ ૧૨
પુષ્પની વૃષ્ટિ દેવ કરત હેં;
સુખ વરણ્યું ન જાઇ. મુખ૦ ૧૩
શિવ બ્રહ્માદિક શેષ શારદા;
( હરિચરન રે ) હરિચરન રહ્યા ચાઇ. મુખ૦ ૧૪
દ્રાક્ષ ચારોલી બદામ એલચી;
ફૂગુવા બહોત મગાઇ. મુખ૦ ૧૫
ગુરૂચરન થકી નરભો;
( વારી ભકિત રે ) વારી ભકિત પ્રેમ રસ પાઇ. મુખ૦ ૧૬

---

## જીવને શીખામણ.

### પદ ૧ લું.

જાગો જાગો જીવ માણીગર રાજવી,
તને દઉં છું શીખ રે;
કહ્યા પ્રમાણે જો ચાલશો,
ત્યારે તમને છે ઠીક રે. જાગો જાગો૦ ૧

---

૧૧ મુખપેં—મોઢા ઉપર. 'મુખચે' પાઠ લેખક દોષથી થયેલો છે.
૧ પદ ૧ લું—રાગ્જીયો.

## વસંત.

( વનમાં શ્રીવલ્લભ વાલાની )એ રાગ.

શ્રીનંદ જશોદાકે લાલ, મુખ મુરલી બજાઇ;
ઉડત અબિર ગુલાલ, મુખ મુરલી બજાઇ. ટેક. ૧
શબ્દ સુણી સહુ જુવતી વ્રજની;
ઘર ઘરથી ઊઠી ધાઇ. મુખ૦ ૨
મોરલીમાં મંત્ર જંત્ર કછુ કીનો, ( વારિ )
ધૂની સુની અકલાઇ. મુખ૦ ૩
કેસુ ઘોરી કનકકુંભ ભરીહેં, ( વારી )
શ્રીકૃષ્ણજીકુ લગાઇ. મુખ૦ ૪
અબિર ગુલાલ ઉડે બેઉ જુથમે;
નભમંડલ રહ્યો છાઇ. મુખ૦ ૫
રાધિકાસાને લલિતા જુ ધાઇ,
( હરિમોરલી રે ) હરિમોરલી લીની છિનાઇ. મુખ૦ ૬
પરત પિચકારી મહાભારી;
જાને બૃષા ઋતુ આઇ. મુખ૦ ૭
પીરો હેં કેસર લાલ ગુલાલે;
( હરિરૂપ રે ) હરિરૂપ ગયું બદલાઇ. મુખ૦ ૮
જુવતી જુથ સબે મિલિ ધાયું;
ભેગે કિયે દો ભાઇ. મુખ૦ ૯

---

૩ કીનો—' હીનો ' પાઠ અશુદ્ધ જણાય છે. વારી—રાગ પૂરણાર્થક ઉચ્ચાર. ૪ લગાઇ—( પિચકારી, અધ્યાહાર ).

૬ રાધિકાસાને—રાધાએ સાન કરી તેથી. 'હરિ મોરલી રે' એ અને બીજાં કૌંસમાં મૂકેલાં વાક્ય દ્વિરૂક્તિ માટે છે. ૮ પીરો—પીળું.

એમ ચાલ્યું ઘરસૂત્ર રે. જાગો જાગો૦ ૭
પાળી પોષીને મોટો કર્યો,
જીવ જે આણી શોષ રે;
તે પુત્ર મુખ મેલે દેવતા,
જુઓ ગુણનો ભાઇ દોષ રે. જાગો જાગો૦ ૮
પાછળ પડે છે એક એકથી,
એવો માયાનો ઘોળ રે;
અન્યોઅન્ય વળગી રહ્યું,
માટે જાય ઘરબોળ રે. જાગો જાગો૦ ૯
કાયા પરપોટો નીરનો,
ફોલ્લો ફૂટી જાય રે;
ગુરૂચરણ પ્રતાપથી,
નરભેરામ જશ ગાય રે. જાગો જાગો૦ ૧૦

## પદ ૨ જું.

જુઓજુઓ નીર ઝાકળતણું,
દેખે છે સર્વે લોક રે;
પળ પૂઠે તો કાંઇ નહિ,
એમ જોબન છે ફોક રે. જુઓ જુઓ૦ ૧
નિવૃત્તિ નારી એમ બોલિયાં,
મને નાથની છે ભાળ રે;
કહ્યું કરોને તમે કંથજી,
ફરી ન આવે તાળ રે. જુઓ જુઓ૦ ૨

---

૯ પાછળ ઇ૦—'છળ પડે છે એક શેકથી' પાઠ બરાબર લાગતો નથી. ઘોળ—ઘોટાળો. 'ગાય' પાઠ ઠીક નથી.

લક્ષ ચોરાશીની ખાણમાં,
ધર્યા બહુ તેં અવતાર રે;
મનખો મળવો ઘણે પ્રેતને,
નથી વારંવાર રે. જાગો જાગો૦ ૨
કોઈ આગળ કોઇ પાછળ,
જાવું જાવું જરૂર રે;
રહ્યું નથી ને રહેશે નહિ,
રાંક રાણાને શૂર રે. જાગો જાગો૦ ૩
નિવૃત્તિ કહેછે નાથને,
નહિ માનો મારી વાત રે;
પડશો પ્રવૃત્તિના પાશમાં,
પછે પછાડશો હાથ રે. જાગો જાગો૦ ૪
નો'ય કુટુંબ કોઇ તાહરૂં,
રટો રામ મૂકી લાજ રે;
રણ સંબંધે આવી મળ્યું,
લેણા દેણાને કાજ રે. જાગો જાગો૦ ૫
નો'ય તારૂણી એ તાહરી,
દાખે સ્વપ્નનું સુખ રે;
વિકાર તે થકી વાધશે,
પછે દાવાનળ દુ:ખ રે. જાગો જાગો૦ ૬
પુત્રને પેટ પિતા આવતા,
પિતાને પેટ પુત્ર રે;
અદ્‌ભુત ખેલ એ રામનો,

---

૨ મનખો ઈ૦—ઘણે પ્રેતને ( પ્રયત્ને ) મનખો (મનુષ્યદેહ)મળવો છે.

સુરતિ એક કુમાર રે. જુઓ જુઓ૦ ૧૭
પરિવાર નિવૃત્તિતણો,
સંક્ષેપમાં કહેવાય રે;
ગુરૂચરણ પ્રતાપથી,
જન નરભેરામ ગાય રે. જુઓ જુઓ૦ ૧૮

## પદ ૨ જું.

પ્રવૃત્તિ રાણી પછે બોલિયાં,
ના'ય તમારા ઢંગ રે;
હસારત થશે તમતણી,
રખે કરો એનો સંગ રે
જાગો જાગો જીવ માણીગર રાજવી. ટેક. ૧
શોક્યનું કહ્યું રખે કરો,
તમને દઉંછું શીખ રે;
જોગી કર્યાની આશા એહને,
કંઇને મંગાવી ભીખ રે. જાગો જાગો૦ ૨
અકબરશાહને જ્યારે એ મળી,
કરી મૂક્યો ફકીર રે;
ટુકડા માગતો તે કર્યો,
ઉતાર્યું આપ ને નીર રે. જાગો જાગો૦ ૩
મધુરી વાણી મુખે ઓચરી,
દાખ્યું સ્વલ્પનું સુખ રે;

---

૧૭ કઠિન—કઠિનતા. (વૈરાગ્ય ટકવો કઠણ છે માટે). સુરતિ—હરિને વિષે અંતર્વૃત્તિ.

૧ હસારત—હાસી. એનો—નિવૃત્તિનો, રખે-'નછે' પાઠ ગ્રામ્ય હોવાથી સુધાર્યોછે. ૨ કંઇને—'કહીને' પાઠ અશુદ્ધ છે.

જે દહાડાનું નાટક વિષ્ણુએ રચ્યું,
ચીતર્યો ચૌદ માળ રે;
તે દહાડાના જીવ અથડાઓ છો,
વેઠ્યા કોટિક કાળ રે.　　જુઓ જુઓ૦　　૩
સતીનું કહ્યું સાંભળી,
લાગ્યો રામનો રંગ રે;
દશકો નિવૃત્તિનો વહી ગયો,
પછે પ્રવૃત્તિના સંગ રે.　　જુઓ જુઓ૦　　૪
સંતાન થયાં નિવૃત્તિને,
પ્રાણ પુરૂષને સંગ રે;
સંતોષ ધર્મ વડા દીકરા,
જેનો અદ્‌ભુત રંગ રે.　　જુઓ જુઓ૦　　૫
શાંતિ સંતોષાણી નાર છે,
દયાધર્મને શરણ રે;
વિવેક વૈરાગ્યને વિચાર જી,
પુછેવાળના એ ત્રણ રે.　　જુઓ જુઓ૦　　૬
કઠિન વહુ વૈરાગ્યનાં,
ક્ષમા વિવેકની નાર રે;
અકલ વહુ છે વિચારનાં,

---

૩ નાટક—સંસાર નાટક. ચૌદ માળ—ચૌદ લોક. ૧૪ સતીનું—નિવૃત્તિ રૂપી સ્ત્રીનું. દશકો—દશ વર્ષ.

૬ દયા ઇ૦—અર્થાત્—દયા એ ધર્મની સ્ત્રી છે. પુછેવાળના—પતિપત્નીની મોટી ઉમર થયા પછી થયેલાં સંતાન. અર્થાત્ નિવૃત્તિ સ્ત્રીને પ્રાણપુરૂષથકી સંતોષ અને ધર્મ બે દીકરા થયા પછી ઘણે દહાડે વિવેક, વૈરાગ્ય અને વિચાર, એવા દીકરા થયા.

કોઇ જાણે નહિ મર્મ રે. જાગો જાગો૦ ૮
જમને મારચે આંસુડાં પડે,
દેખી વહાલાંને રોય રે,
ઝડી લાગી છે માંય જમતણી,
તે તો જાણે નહિ કોય રે. જાગો જાગો૦ ૯
પ્રવૃત્તિ પ્રવૃત્તિસાથ સહુ ગયો,
આવી નિવૃત્તિ નામ રે;
ગુરુના ચરણપ્રતાપથી,
રટો નરભા શ્રીરામ રે. જાગો જાગો૦ ૧૦

## પદ ૩ જું.

જીવ ગયે સૂનું સહુ થયું,
કાયાનગર શૂન્યકાર રે;
દશ દરવાજા બંધ થયા,
તૂટયા શ્વાસના તાર રે.
જાગો જાગો જીવ પ્રાણીગર રાજવી. ટેક. ૧
મુઆ જીવને રડતું નથી,
રડે સ્વારથ સાહી રે;
આપ આપણું સર્વે રડે,
પ્રગટ આપોપું ગાઇ રે. જાગો જાગો૦ ૨
રડે તરૂણી કેવું કહી,
મૂકીને છૂટા કેશ રે;
ગયું પ્રાણીતલ માહરૂં,

---

૯ માંય—અંતરમાં. ૨ સાહી ઇ૦—'સહિ' પાઠ બરાબર લાગતો નથી. આપોપું—પોતાનું 'આપુ' પાઠ બરાબર નથી.

રળતાં ખપતાં દિન વહી ગયા,
પછે વળી ગયું મુખ રે. જાગો જાગો૦ ૪
શ્વેત કેશ ને ત્વચા લડબડી,
આવ્યાં નેત્રે બેતાળ રે,
દંતપુરી ઉજડ થઇ,
આવ્યો ઢુંકડો કાળ રે. જાગો જાગો૦ ૫
લોભ દીકરો પ્રવૃત્તિતણો,
જેની લાલચ નાર રે;
ક્રોધની ઇર્ષ્યા કામિની,
તૃષ્ણા એક કુમાર રે. જાગો જાગો૦ ૬
કામની નારી તો કારમી,
જેણે જીત્યો સંસાર રે;
ક્રોધની ઇર્ષ્યા કામિની,
તૃષ્ણા એક કુમાર રે. જાગો જાગો૦ ૭
જમ મારે ને ઝાડો થાય છે,
આવ્યાં આગળ કર્મ રે;
કોઠો ચોખાળ્યો બીજાં કહે,

---

૪ સ્વલ્પતું સુખ—થોડી વાર ટકે એવું વિષયસુખ. દાખ્યું–( પ્રવૃત્તિ સ્ત્રીએ ). વળી ગયું—કરચલીઓવાળું થઇ ગયું.

૫ બેતાળ—બેતાળીશ વર્ષની ઉમર થયા પછી જે આંખની દૃષ્ટિ મર્યાદાનો ફેરફાર થાયછે તે—બેતાળાં. દંતપુરી ઇ૦—અર્થાત્ દાંત પડી ગયા.

૬ ક્રોધની ઇ૦—આ કડીના ઉત્તરાર્ધ્ધની બે લીટી ચોવીશમી કડીમાં આવી ગઇ છે, છતાં અસલ ગ્રંથમાં હોવાથી અહીં રાખી છે.

કોઇ જાણે નહિ મર્મ રે. જાગો જાગો૦ ૮
જમને મારચે આંસુડાં પડે,
દેખી વહાલાંને રોય રે,
ઝડી લાગી છે માંય જમતણી,
તે તો જાણે નહિ કોય રે. જાગો જાગો૦ ૯
પ્રવૃત્તિ પ્રવૃત્તિસાથ સહુ ગયો,
આવી નિવૃત્તિ નામ રે;
ગુરૂના ચરણપ્રતાપથી,
રટો નરભો શ્રીરામ રે. જાગો જાગો૦ ૧૦

## પદ ૩ જું.

જીવ ગયે સૂનું સહુ થયું,
કાયાનગર શૂન્યકાર રે;
દશ દરવાજા બંધ થયા,
તૂટયા શ્વાસના તાર રે.
જાગો જાગો જીવ પ્રાણીગર રાજવી. ટેક. ૧
મુઆ જીવને રડતું નથી,
રડે સ્વારથ સાહી રે;
આપ આપણું સર્વે રડે,
પ્રગટ આપોપું ગાઇ રે. જાગો જાગો૦ ૨
રડે તરૂણી કેવું કહી,
મૂકીને છૂટા કેશ રે;
ગયું પ્રાણીતલ માહરૂં,

---

૯ માંય—અંતરમાં. ૨ સાહી પ્ર૦—'સહિ' પાઠ બરાબર લાગતો નથી. આપોપું—પોતાનું 'આપુ' પાઠ બરાબર નથી.

જાણીને બાળે વેશ રે. જાગો જાગો૦ ૩
સાસરવેલ શું કહી રડે,
પુત્રી સુખ બહુ પેર રે;
હવે અમો તે શું કરૂં,
પરૂણા ! કરચો કેર રે. જાગો જાગો૦ ૪
ઓથની માટે રડે બંધવો,
ભુજ લેલાટ લપાઈ રે;
રણમાં મૂકચો મને એકલો,
તને ઘટે નહિ ભાઈ રે. જાગો જાગો૦ ૫
માત પિતા કેવું રડે,
પાળે ઘડપણ એ મારૂં રે;
પુત્રી ભગિની કેવું રડે,
સાસરવાસાને સારૂં રે. જાગો જાગો૦ ૬
માતપિતાને પુત્ર રડે,
નથી દામ રતિ રેખ રે;
દિવસપાણી થશે શાવડે,
નથી આરો રહ્યો એક રે. જાગો જાગો૦ ૭
જમશે કે સહેશે ભૂખને,
કેમ જડશે જમનો માર રે;
તેમાંનું કાંઈ કહેતું નથી,
માટે જૂઠા પોકાર રે. જાગો જાગો૦ ૮

---

૩ માણીતલ—ભોગવવાનું સ્થળ. બાળેવેશ—નાની ઉમર. પરૂણા—જમાઇ. ૫ ઓથની માટે—મદદગાર ગયો માટે. ૮ કે સહેશે—'કહેશે' પાઠ અશુદ્ધ છે.

સ્વાર્થે સર્વે રડે વળી,
કાંઈ લોકાચાર રે;
જન નરભા રટો રામને,
નહિ તો ખાશો પેંજાર રે. જાગો જાગો૦ ૯

## રાગ ગોડી.

રાધાકૃષ્ણ સંભાર, મનવા ! રાધાકૃષ્ણ સંભાર. ટેક. ૧
મસ્તક કાળ ફરે દિન રજની, જીવ જરાક વિચાર;
લખચોરાશીના ફેરા ફરિયો, તોય ન ખાધી તેં હાર. મનવા૦ ૨
મહાપ્રયત્ને મનુષ્યા દેહ આવી, નથી એ વારંવાર;
રામકૃષ્ણનું સ્મરણ કરિયું, તે નર પડિયા પાર. મનવા૦ ૩
એહ શીખામણ ગાંઠે બાંધજે, કામ ક્રોધ ને માર;
ગુરૂચરણપ્રતાપથી નરભા, તુહિ તુહિ ઉચાર. મનવા૦ ૪

---

## जीवनेशीखामण.

### પદ ૧ લું.

### રાગ ધોળ.

રાધેકૃષ્ણ રાધેકૃષ્ણ જપ પાજી રે પાજી ! ટેક. ૧
ભક્તપણું ભૂતળમાં સુણતાં;
એણી વાતે મરૂં છું કયમ લાજી રે લાજી. રાધેકૃષ્ણ૦ ૨
સંસારવિવેકનું કામ જ્યાં આવે ભલો;
ઝટ પૂરૂં કરૂં કયમ ગાજી રે ગાજી. રાધેકૃષ્ણ૦ ૩
તન તરૂણી ને કુટુંબ તારૂં;

જાણ બાજીગરની સહુ બાજી રે બાજી. રાધેકૃષ્ણ૦ ૪
જન નરભો ગુરૂચરણપ્રતાપે;
હવે હૃદે જો વલિ ઝાંઝી રે ઝાઝી. રાધેકૃષ્ણ૦ ૫

## પદ ૨ જું.

એક અરજ સુણો ને મારી હરિ રે હરિ. ટેક. ૧
કૃપાસિંધુ નામ તમારૂં;
કૃપા કરો મને લેશ ભરી રે ભરી. એક અરજ૦ ૨
ભક્ત તમારાને કૃપા કરો છો;
મદ ગર્વ અહંકારતણા અરિ રે અરિ. એક અરજ૦ ૩
બિરદ તમારા માટે તમે તારો;
જન સામું જુઓ નાથ એક જરી રે જરી. એક અરજ૦ ૪
નરભાનું જો મન મારો ત્યારે;
પ્રીત જાણું તમ ખરી રે ખરી. એક અરજ૦ ૫

## પદ ૩ જું.

ચેત ચેત મૂઢ મનવા વે, ચેત ચેત મૂઢ મનવા વે. ટેક. ૧
મૂઢ મનવા તન તરૂણી પાશ માયાનો;
જૂઠું જાણજે આખર સર્વ હેત રે હેત. ચેત ચેત૦ ૨
કુટુંબ તરૂણી તે સુખ સ્વપ્નાનું;
શત કૌરવ પામ્યા કુરૂખેત રે ખેત. ચેત ચેત૦ ૩
સુખ ને વૈભવ રાવણ સરખી રિદ્ધિ;
મળી ગઇ રે તમામ થઇ રેત રે રેત. ચેત ચેત૦ ૪

---

૫ વલિ—કરચલી. ૩ કુરૂખેત—કુરૂક્ષેત્ર. ૩-૪ સરખી —'સરખાં' પાઠ અશુદ્ધ છે. ગઇ-'રે તમામ રે તમામ રેત' પાઠ બરાબર લાગતો નથી.

*　*　*　*　*

જ્યાં વેશ્યાને થાવું ફજેત રે ફજેત. ચેત ચેત૦ ૫
જન નરભા ગાવે શું સમઝ્યા;
શિરપર કાળ દોટ દેત રે દેત. ચેત ચેત૦ ૬

### પદ ૪ થું.

આજ કાલ કરતાં દિન જાય રે જાય. ટેક ૧
ઘડી ઘડી પળ પળ લેખું માગશે;
તારો આવરદા ઓછો એમ થાય રે થાય. આજ૦ ૨
સુખ સ્વલ્પ ભવો ભવ દાખ્યું માયા;
એણે પ્રકારે તુંને વાય રે વાય. આજ૦ ૩
ધ્યાન સ્મરણ ને સાધન હરિનું;
ચાર નિગમ નેતિ નેતિ ગાય રે ગાય. આજ૦ ૪
લખ વાતે એક વાત જો નરભા;
રટો રટો હવાં રણછોડ રાય રે રાય. આજ૦ ૫

### પદ ૫ મું.

સીતારામ સીતારામ જીવ રટો રે રટો. ટેક. ૧
રાધાને કૃષ્ણનું સ્મરણ કરશે;
તેને મળ્યો મુક્તિનો પટો રે પટો. સીતારામ૦ ૨

---

૩–૫ આ કડીની પેહેલી લીટી અપૂર્ણ છે. માત્ર 'ચરંરૂ પ્રાણી' એવા છેલ્લા અક્ષરો છે. ૪—૩ વાય—છેતરે. ૪ નિગમ—વેદ નેતિ નેતિ—નહિ, નહિ, એ એ પ્રકારે. અર્થાત્ જે જોવામાં આવેછે તે બ્રહ્મ નથી, પણ સર્વનું આદિ કારણ-બ્રહ્મ છે, એ પ્રકારે.

૫ લખ વાતે એક વાત—લાખ વાતની એક વાત—અર્થાત્ ટુંકામાં. ૫—૨ પટો—સનંધ.

મનુષ્યાદેહ પામી કૃષ્ણ વિસારે;
તેની મનુષ્યાદેહને મોટો બટો રે બટો. સીતારામ૦ ૩
મનુષ્યાદેહ વીજળી ઝળકારો;
નરભેરામ ગુરૂથી કરો લટો રે લટો. સીતારામ૦ ૪

## પદ ૬ ઠું.

રાધેકૃષ્ણ રાધેકૃષ્ણ જીવ જપો રે જપો. ટેક. ૧
બીજી વાત સરવે સંસાર કેરી;
હરિભજન વિના સર્વ ગપો રે ગપો. રાધેકૃષ્ણ૦ ૨
જન નરભેરામ ગુરૂ પ્રતાપે;
સંત સમાગમ ભજનમાં ધપો રે ધપો. રાધેકૃષ્ણ૦ ૩

## પદ ૭ મું.

રણછોડજી હૃદે મારે રમો રે રમો. ટેક. ૧
એહનાં ચરણકમળથકી સદા;
મારૂં મન રખે ભમો રે ભમો. રણછોડજી૦ ૨
એધાણ એવી ધારણામાં રહે;
હરિ હેત ઉમળકો મને ગમો રે ગમો. રણછોડજી૦ ૩
આવરણ જે અજ્ઞાનજ કેરૂ;
કૃષ્ણ કૃપાએ કરી શમો રે શમો રે. રણછોડજી૦ ૪

---

૪ વીજળી ઝબકારો—અર્થાત્ વીજળીના ઝબકારા જેવી ક્ષણભંગુર. લટો—નમો—અર્થાત્ નમસ્કાર. ૬—૩ ધપો—આગળ વધો.

૭—૨ ચરણકમળથકી—'ચરણ કમળને' પાઠ બરાબર લાગતો નથી. ૩ એધાણ—નિશાન. ધારણા—અંતર્વૃત્તિથી હરિનું રૂપ જોવું તે. ૪ આવરણ ૯૦—'ભરાણ' પાઠ અશુદ્ધ છે.

પ્રાણી સરવકો જીવ ભૂતલના;
હરિચરણકમળ વિષે નમો રે નમો. રણછોડજી૦ ૫
અવગુણ જેટલા જન ભક્તના પ્રભુ !
પિતા થઇને સર્વ ખમો રે ખમો. રણછોડજી૦ ૬
એક દિવસમાં ચાર ફેરા જમાડું છું;
હરિ ! હેત કરીને જમો રે જમો. રણછોડજી૦ ૭
કહે નરભેરામ ગુરૂપ્રતાપે;
વિષય વાસનાને ચક્ર ધરી દમો રે દમો. રણછોડજી૦ ૮

## પદ ૮ મું.

રણછોડજી આશ તમ ધરૂં રે ધરૂં. ટેક. ૧
એક નામનો આશરો તારો;
હાં હાં તેથકી ભવજળ તરૂં રે તરૂં. રણછોડજી૦ ૨
ધ્યાન સ્મરણ તમારૂં તજીને;
રખે મનડું જતું રે મારૂં પરૂ રે પરૂ. રણછોડજી૦ ૩
રટે શંકર રટે શેષને શારદા;
એવું જાણી વાલાજી તને વરૂં રે વરૂં. રણછોડજી૦ ૪
વિષય રે ખેઢા ને વિષય રે ઉંડા;
પાપ રોમ રોમ નખશિખ નર્યું રે નર્યું. રણછોડજી૦ ૫
મહાપતિત મજ સરખાને તારો;
પતિત પાવન તું દુર્દશાને ડરૂં રે ડરૂં. રણછોડજી૦ ૬

---

૮–૫. વિષય ખે૦—વિષય રૂપી ખેઢા—ખાદવ છે અને તે ઊંડા. પણ છે. એ વિષય રૂપી પાપ મને રોમ રોમ અને નખશિખ—નખથી શિખા પર્યંત વળગ્યું છે. ૬ મજ—'સમ' પાઠ બરાબર લાગતો નથી. દુર્દશાથી હું ડરતો નથી; કેમકે તું પતિત પાવન છે.

મનુષ્યાદેહ પામી કૃષ્ણ વિસારે;
તેની મનુષ્યાદેહને મોટો બટો રે બટો. સીતારામ૦ ૩
મનુષ્યા દેહ વીજળી ઝળકારો;
નરભેરામ ગુરૂથી કરો લટો રે લટો. સીતારામ૦ ૪

### પદ ૬ ઠું.

રાધેકૃષ્ણ રાધેકૃષ્ણ જીવ જપો રે જપો. ટેક. ૧
બીજી વાત સરવે સંસાર કેરી;
હરિભજન વિના સર્વ ગપો રે ગપો. રાધેકૃષ્ણ૦ ૨
જન નરભેરામ ગુરૂ પ્રતાપે;
સંત સમાગમ ભજનમાં ધપો રે ધપો. રાધેકૃષ્ણ૦ ૩

### પદ ૭ મું.

રણછોડજી હૃદે મારે રમો રે રમો. ટેક. ૧
એહનાં ચરણકમળથકી સદા;
મારૂં મન રખે ભમો રે ભમો. રણછોડજી૦ ૨
એંધાણ એવી ધારણામાં રહે;
હરિ હેત ઉમળકો મને ગમો રે ગમો. રણછોડજી૦ ૩
આવરણ જે અજ્ઞાનજ કેરૂ;
કૃષ્ણ કૃપાએ કરી શમો રે શમો રે. રણછોડજી૦ ૪

---

૪ વીજળી ઝબકારો—અર્થાત્ વીજળીના ઝબકારા જેવી ક્ષણભંગુર. લટો—નમો—અર્થાત્ નમસ્કાર. ૬—૩ ધપો—આગળ વધો.

૭—૨ ચરણકમળથકી—'ચરણ કમળને' પાઠ બરાબર લાગતો નથી. ૩ એંધાણ—નિશાન. ધારણા—અંતર્વૃત્તિથી હરિનું રૂપ જોવું તે. ૪ આવરણ ૪૦—'ભરાણ' પાઠ અશુદ્ધ છે.

### પદ ૧૧ મું.

કાઢો કાઢો નરકમાંથી મને નાથ રે નાથ. ટેક. ૧

કણુ કસવાનો દોર લાવજો;

લાવો લાવો સાથ ચાકરનો સાથ રે સાથ. કાઢો૦ ૨

પાપના પારનો તાગ ન જાણું;

જીભે કયમ કહું ઘણું અગાધ રે અગાધ. કાઢો૦ ૩

જઠરામાં બાળક મારે માતને;

રીસ હદે નહિ જુએ માત રે માત. કાઢો૦ ૪

પુત્રનો અવગુણ પિતા જો લાવે;

ગોટમ શાની વિચારી જુઓ તાત રે તાત કાઢો૦ ૫

પતિત પાવન બિરદ તમારૂં;

પાપ નરભા નાની રખે કરો વાત રે વાત. કાઢો૦ ૬

કહે નરભો ગુરૂચરણપ્રતાપે;

હવે હદ વળી ઝાલો હાથ રે હાથ. કાઢો૦ ૭

---

## મનને ઉપદેશ.

### પદ ૧ લું.

રાધેકૃષ્ણ રાધેકૃષ્ણ રાધે કે' રે તું કે'. ટેક. ૧

મહાનિજમંત્ર એ છે મોટો;

---

૧૧—૨ કણુ કસવાનો—દાણા બાંધવાનો. (કેમકે દોર નહિ. હોય તો મને શા વડે ખેંચી કાઢશો.)

૩ તાગ—થાગ-પાર, ૪ જઠરામાં—ગર્ભવાસમાં. 'જઠરાગા' પાઠ અશુદ્ધ છે. ૭ હદ—'હવ' પાઠ લેખકપ્રમાદથી થયેલોછે.

હેત ઉમળકો આણી જપી લે રે તું લે. રાધે૦ ૨
કંઇ કંઇ પાપી એ મંત્રથી પામ્યા ઉપર;
(માટે)આવરા આવે તે સર્વે સે' રે તું સે'. „ ૩
એ વિના ઉપાય નહિ તરવાનો;
સંત સમાગમ ભજનમાં રે' રે તું રે'. „ ૪
જન નરભેરામ ગુરૂપ્રતાપે;
દ૯ વિશ્વાસ કરી તું ગ્રે' રે તું ગ્રે'. „ ૫

## પદ ૨ જું.

રાધેકૃષ્ણ રાધેકૃષ્ણ રાધે કહીએ રે કહીએ. ટેક. ૧
સંસાર માયામાં કોણ છે તારૂં;
તું તો વિચારી જોને હૈયે રે હૈયે. રાધેકૃષ્ણ૦ ૨
જમના મારથી જેહ મૂકાવે;
શોધી ખોળી વિચારી તેને ગ્રહિયે રે ગ્રહિયે. „ ૩
જન નરભેરામ ગુરૂપ્રતાપે;
બીજી વાત અનાડી, ન જઇયે રે જઇયે. „ ૪

## પદ ૩ જું.

રાધેકૃષ્ણ રાધેકૃષ્ણ બોલ્ય હરિ રે હરિ. ટેક. ૧
સાત સમુદ્રથી પીધું તમણું;
માત પયોધર દેહ ધરી રે ધરી. રાધેકૃષ્ણ૦ ૨

---

૧—૨ મહાનિજમંત્ર—પોતાના પરમ પદનો મોટો મંત્ર. ૩ ઉપર—ઉપરના પદને. આવરા—દુઃખની આવક. 'રહેશે' પાઠ બરાબર લાગતો નથી.

૨—૪ જઇયે—( અનાડી વાતને માર્ગે ). ૩—૨ પયોધર–પયોધરથી. દૂધ ( અધ્યાહાર )પીધું.

કાગળવા તો ભૂમિ રચી હતી;
શત જોજન ચઢો તારી દેહ મરી રે મરી. રાધેકૃષ્ણ૦ ૩
જતાં ને આવતાં જમડા હાર્યા;
ફેર ચઢ્યા નહિ કયમ ફરી રે ફરી. રાધેકૃષ્ણ૦ ૪
જન નરભા ગુરૂચરણપ્રતાપે;
નિત્ય ખાશો પેંજાર પેટ ભરી રે ભરી. રાધેકૃષ્ણ૦ ૫

## પદ ૪ થું.

રાધેકૃષ્ણ રાધેકૃષ્ણ લેને રટો રે રટી. ટેક. ૧
પૂર નદીનું આવે જે રીત;
જવાની તો તારી જાય ઘટી રે ઘટી. રાધેકૃષ્ણ૦ ૨
એ વિના ઉપાય નહિ તરવાનો;
હરિચરણકમળપદ લટી રે લટી. રાધેકૃષ્ણ૦ ૩
જન નરભેરામ ગુરૂપ્રતાપે;
જાગ જાગ વેળા જાયે વટી રે વટી. રાધેકૃષ્ણ૦ ૪

## પદ ૫ મું.

હરિ હરિ કહેને સુખમાં શું સૂતો રે સૂતો. ટેક. ૧
મસ્તક કાળ ફરે દિન રજની;
લેશ લેશ જાણે જન્મ્યો નહોતો રે નહોતો. હરિ હરિ૦ ૨
હરિ દુર્લભ મનુષ્યાદેહ તુંને આપી;
બાકી આગળ જડ હુતો રે હુતો. હરિ હરિ૦ ૩

---

૩ કાગળવા ઈ૦—( ? ) ૪—૩ હરિચરણકમળપદ—હરિના ચરણ રૂપી કમળના સ્થાનમાં. ( 'પદ' અર્થે અહીં સ્થાન હોવાથી દ્વિરૂક્તિ નથી ).

હેત ઉમળકો આણી જપી લે રે તું લે. રાધે૦ ૨
કંઇ કંઇ પાપી એ મંત્રથી પામ્યા ઉપર;
(માટે)આવરા આવે તે સર્વે સે' રે તું સે'. „ ૩
એ વિના ઉપાય નહિ તરવાનો;
સંત સમાગમ ભજનમાં રે' રે તું રે'. „ ૪
જન નરભેરામ ગુરૂપ્રતાપે;
દૃઢ વિશ્વાસ કરી તું ગ્રે' રે તું ગ્રે'. „ ૫

## પદ ૨ જું.

રાધેકૃષ્ણ રાધેકૃષ્ણ રાધે કહીએ રે કહીએ. ટેક. ૧
સંસાર માયામાં કોણ છે તારૂં;
તું તો વિચારી જોને હૈયે રે હૈયે. રાધેકૃષ્ણ૦ ૨
જમના મારથી જેહ મૂકાવે;
શોધી ખોળી વિચારી તેને ગ્રહિયે રે ગ્રહિયે. „ ૩
જન નરભેરામ ગુરૂપ્રતાપે;
બીજી વાત અનાડી, ન જઇયે રે જઇયે. „ ૪

## પદ ૩ જું.

રાધેકૃષ્ણ રાધેકૃષ્ણ બોલ્ય હરિ રે હરિ. ટેક. ૧
સાત સમુદ્રથી પીધું તમણું;
માત પયોધર દેહ ધરી રે ધરી. રાધેકૃષ્ણ૦ ૨

---

૧—૨ મહાનિજમંત્ર—પોતાના પરમ પદનો મોટો મંત્ર. ૩ ઉપર—ઉપરના પદને. આવરા—દુઃખની આવક. 'રહેશે' પાઠ બરાબર લાગતો નથી.

૨—૪ જઇયે—( અનાડી વાતને માર્ગે ). ૩—૨ પયોધર–પયોધરથી. દૂધ ( અધ્યાહાર )પીધું.

કાગળવા તો ભૂમિ રચી હતી;
શત જોજન ચઢા તારી દેહ મરી રે મરી. રાધેકૃષ્ણ૦ ૩
જતાં ને આવતાં જમડા હાર્યા;
ફેર ચઢ્યા નહિ કયમ ફરી રે ફરી. રાધેકૃષ્ણ૦ ૪
જન નરભા ગુરૂચરણપ્રતાપે;
નિત્ય ખાશો પેંજાર પેટ ભરી રે ભરી. રાધેકૃષ્ણ૦ ૫

## પદ ૪ થું.

રાધેકૃષ્ણ રાધેકૃષ્ણ લેને રટી રે રટી. ટેક. ૧
પૂર નદીનું આવે જે રીત;
જવાની તો તારી જાય ઘટી રે ઘટી. રાધેકૃષ્ણ૦ ૨
એ વિના ઉપાય નહિ તરવાનો;
હરિચરણકમળપદ લટી રે લટી. રાધેકૃષ્ણ૦ ૩
જન નરભેરામ ગુરૂપ્રતાપે;
જાગ જાગ વેળા જાયે વટી રે વટી. રાધેકૃષ્ણ૦ ૪

## પદ ૫ મું.

હરિ હરિ કહેને સુખમાં શું સૂતો રે સૂતો. ટેક. ૧
મસ્તક કાળ ફરે દિન રજની;
લેશે લેશે જાણે જન્મ્યો નહોતો રે નહોતો. હરિ હરિ૦ ૨
હરિ દુર્લભ મનુષ્યદેહ તુંને આપી;
બાકી આગળ જડ હુતો રે હુતો. હરિ હરિ૦ ૩

---

૩ કાગળવા ઈ૦—( ? ) ૪—૩ હરિચરણકમળપદ—હરિના ચરણ રૂપી કમળના સ્થાનમાં. ('પદ' અર્થ અહીં સ્થાન હોવાથી દ્વિરૂક્તિ નથી').

તું જાણુંછું નિર્ભય થઈ બેઠો;
પણ ફરે શીશે જમ દૂતો રે દૂતો.　　　હરિ હરિ૦　૪
રાય ધર્મ જ્યારે મજરો રે માગે;
ત્યારે જડશે તુજને જૂતો રે જૂતો.　　　હરિ હરિ૦　૫
કહે નરભેરામ રાંક હરિનો;
ગુરૂચરણથી થાને સમુતો રે સમુતો.　　　હરિ હરિ૦　૬

## પદ ૬ ઠું.

તરૂણી સંગ મન તારૂં મોહ્યું રે મોહ્યું;
માટે હરિરસ નાણું મૂઢ ખોયું રે ખોયું.　　　તરૂણી૦　૧
એ સુખ નવ છાજ્યું કોઇ નરને;
તે અંતર જ્ઞાન ન જોયું રે જોયું.　　　તરૂણી૦　૨
શીદ જનની જઠરમાં આવ્યો;
ગયું જોબનને વૃદ્ધપણું હોયું રે હોયું.　　　તરૂણી૦　૩
કહે નરભેરામ ગુરૂપ્રતાપે;
ધિઃક ધિઃક જીવ જાગી ન જોયું રે જોયું.　　　તરૂણી૦　૪

## પદ ૭ મું.

રામ રટો ને કાં જઠરામાં આવ્યો રે આવ્યો;

---

૫—૪ શીશે--માથા ઉપર. ૬ સમુતો (સમોતો--માનવંતો. અર્થાત્ ભાગ્યશાળી. સમોતો શબ્દ એજ અર્થમાં વપરાયછે. જેમ "પિયર પનોતી અને સાસરે સમોતી" એટલે એનું પિયર ભાઇ ભાંડુ વગેરેથી ભરપૂર છે તથા સાસરામાં તે માનવંતી કે માનીતી છે). संमता--( માનેલી—માન પામેલી ) ઉપરથી 'સમોતી' શબ્દ અપભ્રષ્ટ થયેલો લાગેછે. ૬—૨ એ સુખ—તરૂણી આદિકનું. છાજ્યું--ચિરકાળ રહ્યું.

મિથ્યા માતાનો [ ભાર ] ભંજાવ્યો રે ભંજાવ્યો. રામ૦ ૧
દશ મહિના ઉદર વીંઢાર્યો;
તે મિથ્યા શ્રમ કરાવ્યો રે કરાવ્યો. રામ૦ ૨
પછે ધરમ શું કરવા ગયો હતો;
લાભ તો લેશ ન લાવ્યો રે લાવ્યો. રામ૦ ૩
શું કરવાને સંકટ વેઠ્યું;
જ્યારે હરિજન નામ ન કા'વ્યો રે કા'વ્યો. રામ૦ ૪
ધિઃક ધિઃક જીવિત તેહનું જાણું;
જેની જીભે ન રામજી આવ્યો રે આવ્યો. રામ૦ ૫
કહે નરભેરામ ગુરૂપ્રતાપે;
રટે રામ ફેરો તેને ફાવ્યો રે ફાવ્યો. રામ૦ ૬

## પડેલી ટેવ ન ટળે તે વિષે.

### પદ ૧ લું.

દેતાં શીખામણ જીભ મુજ હારી રે હારી;
મૂરખ માને નહિ હૃદયા પોકારી પોકારી. દેતાં૦ ૧
માન્ય કહ્યું હવે મૂરખ મારૂં;
નહિં જો અવશ હવે હારી રે હારી. દેતાં૦ ૨

---

૭—૧ માતાનો ઇ૦—'માતાને ભા...જાવ્યો ભંજાવ્યો' એવો પાઠ છે. ૬ ફેરો—મનુષ્ય જન્મ. ફાવ્યો—લાભકારક નીવડયો.

૧—૧ પોકારી પોકારી—'લોકારી લોકારી' એવો પાઠ છે. ૨ નહિ ઇ૦—જો હવે નહિ માને તો અવશ્ય હારી રહીશ.

તું જાણુંછું નિર્ભય થઈ બેઠો;
પણ ફરે શીશે જમ દૂતો રે દૂતો. હરિ હરિ૦ ૪
શાચ ધર્મ જ્યારે મજરો રે માગે;
ત્યારે જડશે તુજને જૂતો રે જૂતો. હરિ હરિ૦ ૫
કહે નરભેરામ રાંક હરિનો;
ગુરૂચરણથી થાને સમુતો રે સમુતો. હરિ હરિ૦ ૬

## પદ ૬ ઠું.

તરૂણી સંગ મન તારૂં મોહ્યું રે મોહ્યું;
માટે હરિરસ નાણું મૂઢ ખોયું રે ખોયું. તરૂણી૦ ૧
એ સુખ નવ છાજ્યું કોઇ નરને;
તે અંતર જ્ઞાન ન જોયું રે જોયું. તરૂણી૦ ૨
શીદ જનની જઠરમાં આવ્યો;
ગયું જોબનને વૃદ્ધપણું હોયું રે હોયું. તરૂણી૦ ૩
કહે નરભેરામ ગુરૂમતાપે;
ધિઃક ધિઃક જીવ જાગી ન જોયું રે જોયું. તરૂણી૦ ૪

## પદ ૭ મું.

રામ રટો ને કાં જઠરામાં આવ્યો રે આવ્યો;

---

૫—૪ શીશે--માથા ઉપર. ૬ સમુતો (સમોતો--માનવંતો. અર્થાત્ ભાગ્યશાળી. સમોતો શબ્દ એજ અર્થમાં વપરાયછે. જેમ "પિયર પનોતી અને સાસરે સમોતી" એટલે એનું પિયર ભાઇ ભાંડુ વગેરેથી ભરપૂર છે તથા સાસરામાં તે માનવંતી કે માનીતી છે). संमता--( માનેલી-માન પામેલી ) ઉપરથી 'સમોતી' શબ્દ અપભ્રષ્ટ થયેલો લાગેછે. ૬-૨ એ સુખ—તરૂણી આદિકનું. છાજ્યું--ચિરકાળ રહ્યું.

ઘડી નિવૃત્તિ ધ્યાન [ ન ] લગાયો રે લગાયો. ટેક. ૧
નજર ઠરી નિજ શ્યામાને જોઇને;
જૂઠ સુખ દેખી હસાયો રે હસાયો. ધિ:ક૦ ૨
તે જીવ્યું તો પશુવત્ જાણો;
દુર્લભ મનુષ્યાદેહ ગમાયો રે ગમાયો. ધિ:ક૦ ૩
રંગ પતંગે નર ! ન જાણી;
વારે વારે તને વા'યો રે વા'યો. ધિ:ક૦ ૪
કહે નરભેરામ ગુરૂપ્રતાપે;
તું તો જનની ! પાષાણ જાયો રે જાયો. ધિ:ક૦ ૫

## પદ ૪ થું.

સુખ પલંગે શ્યામા સંગે માણો રે માણો;
હરિરસને જીભે નવ આણો રે આણો. ટેક. ૧
મોહ મમતા મારૂં તારૂં તે વળગ્યું;
તેનાથકી તું કૃમિયો ખાણ્યો રે ખાણ્યો. સુખ૦ ૨
શું કરવાને ભૂતળ ભમિયો;
જરા હરિરસ જીભે ન આણ્યો રે આણ્યો. સુખ૦ ૩
ઉમ્મર ગઇ તારી આજ કાલમાં;
જાગ નહિ તો કાળ મારે બાણો રે બાણો. સુખ૦ ૪

---

૩—૧ ઘડી ઇ૦—ઘડી વાર નિવૃત્તિ પામીને તેં ધ્યાન કર્યું નહિ. મૂળમાં 'ઘડીનીવરતી ધ્યાન લગાયો રે લગાયો' એમ છે તેથી, ઘડી નહિ વૃત્તિ ધ્યાન લગાયો રે લગાયો' એવો પાઠ પણ સમજાય છે અને તે પ્રમાણે અર્થ કરતાં, 'એક ઘડી પણ ધ્યાનમાં વૃત્તિ લગાડી નહિ' એવો અર્થ થાયછે. ૪ રંગ ઇ૦—હે નર ! તેં તેને પતંગના રંગ સરખી ક્ષણભંગુર જાણી નહિ. ૪—૨ ખાણ્યો—( નરકની ).

જ્યમ પર્વતને નીર ન અડકે;
મેહ જો વરસે મૂસલધારી રે ધારી.　　　　દૃતાં૦　૩
જ્યમ સુવર્ણને શ્યામ ન અડકે;
એમ દુર્જન બુદ્ધિ ન્યારી રે ન્યારી.　　　　દૃતાં૦　૪
કહે નરભેરામ ગુરૂપ્રતાપે;
પ્રકૃતિ ટળે ન ટાળી રે ટાળી.　　　　દૃતાં૦　૫

## પદ ૨ જું.

તરૂણી સંગે માણ માણ પ્રીત જાડી રે જાડી;
રસબસ થઇ રીઝયો અનાડી રે અનાડી.　　　　ટેક.　૧
ભોગવે સુખ પણ હેત ન આણે;
જૂઠું સુખ છે સ્વપ્નની વાડી રે વાડી.　　　　તરૂણી૦　૨
ભુંડી ભાવટ માની તેથી જાવું;
જેને તેને વિકારે તે તો દા'ડી રે દા'ડી.　　　　તરૂણી૦　૩
નહિ સ્મરણ નહિ સાધન કીધું;
મિથ્યા ભારે મારી શીદ માડી રે માડી.　　　　તરૂણી૦　૪
જન નરભેરામ જાગીને જોને;
ગુરૂચરણથી વાટ દેખાડી રે દેખાડી.　　　　તરૂણી૦　૫

## પદ ૩ જું.

ધિ:ક ધિ:ક વિખ પીતાં ન હાર્યો રે હાર્યો;

---

૨—૧ માણ—ભોગવ-અનુભવ. જાડી—ધાડી-ઘણી. ૩ ભાવટ—ભાવટ રૂપ. 'ભાવ' પાઠ છે. જાવું—( દૂર ), વિકારે- વિકાર યુક્ત કરે.

એ નારીના સંગથી, તું ફોગટ થયો ફજેત. મનુષ્યા૦ ૪
ઘડી લાખેણી જાય છે, શું કહું વારંવાર;
જન નરભા ગુરૂપ્રતાપથી, કૃષ્ણ કૃષ્ણ ઉચાર મનુષ્યા૦ ૫

---

## હરિ ભજવા વિશે.

### પદ ૨ જું.

રટ રટ હરિ કિરતાર, અવસર નહિ આવે;
તેથી પામશો ભવ જળપાર, અવસર નહિ આવે. ટેક. ૧
જળ વિના સાયર ભર્યો, કંઇ બૂડ્યા નહિ નેક;
ગોવિંદ ભજ ભાવ સૂધે, ધરીને મનમાં ટેક. અવસર૦ ૨
નામતણી નૌકા ફરે, જે જન બેસવા જાય;
ભવસાગર તે તો તરે, એમ વેદ પોકારી ગાય. અવસર૦ ૩
અંધારાં ઉલેચતો તું, ઠરી ન બેઠો ઠામ;
અમૂલ્ય અવસર જાય છે, તું ક્યમ ન પામ્યો વિરામ. અવસર૦ ૪
કર્ત્તવ્ય ચાલે કૃષ્ણનું, કૃષ્ણ કરે તે થાય;
જન નરભો ગુરૂપ્રતાપથી, ઇમ જાણી વારણે જાય. અવસર૦ ૫

### પદ ૩ જું.

કૃષ્ણ કૃષ્ણ રટો ધરીને ભાવ, મનશું સમજાવું;

---

૨—૨ જળ વિના ઇ૦—માયા એ જળ વિનાનો એક સાગર ભરેલો છે તેમાં કંઇ નેક માણસ બૂડ્યા નહિ, માટે સૂધો ભાવ રાખીને ગોવિંદને ભજ.

૪ અંધારાં ઉલેચતો—અંધકારને ઘરમાંથી પાત્ર ભરી ભરીને બહાર કાઢી નાખવા જેવો વ્યર્થ પ્રયાસ કરતો.

ગુરૂચરણપ્રતાપે કરીને;
જન નરભેરામ પ્રમાણો રે પ્રમાણો.　　　સુખ૦ ૫

### પદ ૫ મું.

જન જાગને ઊંઘ ક્યમ આવી રે આવી;
પીધું વિખ તેં પ્રેમ ધરાવી રે ધરાવી.　　　ટેક. ૧
અમૂલ્ય મનુષ્યાદેહ વણસાડી;
તજી શાળને ગમાર ગવી વાવી રે વાવી.　　　જન૦ ૨
કહે નરભો ગુરૂપ્રતાપે કાંઈ;
ભલાઈ ભૂતળમાં ન કા'વી રે કા'વી.　　　જન૦ ૩

---

## મનને ઉપદેશ.

### પદ ૧ લું.

રાગ ખ્યાલ.

જાગ જાગ રે મૂઢ ગમાર, મનુષ્યાદેહને ટાણે;
તું તો હરિભજ વારંવાર, મનુષ્યાદેહને ટાણે.　　　ટેક. ૧
માનવ ! તુજને નહિ મળે, પ્રયત્ને પડિયો દાવ;
તે મનુષ્યાદેહ જાય છે, તને ક્યમ ન આવ્યો ભાવ. મનુષ્યા૦ ૨
લખ ચોરાશી ખાણમાં, કૂટાયો કંઇ વાર;
તે વીતી ક્યમ વીસરી, નથી સૂકી નેત્રની ધાર.　　　મનુષ્યા૦ ૩
સ્વલ્પ સુખને જોઇ તેં, હૃદે આણ્યું હેત;

---

૫—૨ શાળ—ડાંગર. ૧—૩ વીતી—વીતેલી વાત. નેત્રની ધાર—નરકનાં દુઃખ ભોગવતાં આવેલાં આંસુની ધાર.

એ નારીના સંગથી, તું ફોગટ થયો ફજેત. મનુષ્યા૦ ૪
ઘડી લાખેણી જાય છે, શું કહું વારંવાર;
જન નરભા ગુરૂપ્રતાપથી, કૃષ્ણ કૃષ્ણ ઉચાર મનુષ્યા૦ ૫

---

## हरि भजवा विशे.

### પદ ૨ જું.

રટ રટ હરિ કિરતાર, અવસર નહિ આવે;
તેથી પામશો ભવ જળપાર, અવસર નહિ આવે. ટેક. ૧
જળ વિના સાયર ભર્યો, કંઇ બૂડ્યા નહિ નેક;
ગોવિંદ ભજ ભાવ સૂધે, ધરીને મનમાં ટેક. અવસર૦ ૨
નામતણી નૌકા ફરે, જે જન બેસવા જાય;
ભવસાગર તે તો તરે, એમ વેદ પોકારી ગાય. અવસર૦ ૩
અંધારાં ઉલેચતો તું, ઠરી ન બેઠો ઠામ;
અમૂલ્ય અવસર જાય છે, તું ક્યમ ન પામ્યો વિરામ. અવસર૦ ૪
કર્ત્તવ્ય ચાલે કૃષ્ણનું, કૃષ્ણ કરે તે થાય;
જન નરભો ગુરૂપ્રતાપથી, ઇમ જાણી વારણે જાય. અવસર૦ ૫

### પદ ૩ જું.

કૃષ્ણ કૃષ્ણ રટો ધરીને ભાવ, મનશું સમજાવું;

---

૨—૨ જળ વિના ઇ૦—માયા એ જળ વિનાનો એક સાગર ભરેલો છે. તેમાં કંઇ નેક માણસ બૂડયા નહિ, માટે સૂધો ભાવ રાખીને ગોવિંદને ભજ.

૪ અંધારાં ઉલેચતો—અંધકારને ઘરમાંથી પાત્ર ભરી ભરીને બહાર કાઢી નાખવા જેવો વ્યર્થ પ્રયાસ કરતો.

એ તો છે મનુષ્યાદેહનો લાવ, મન શું સમજાવું. ટેક. ૧
કૃષ્ણ કૃષ્ણ કહ્યા થકી, કંઇ પામ્યા ભવપાર;
મુખથકી કેતાં ગણું, અનંતકોટિ હજાર. મન શું૦ ૨
એક તો છે અધમ ગુણકા, ઉદ્ધરી કૃપા શ્રીજગદીશ;
મુકુટ લીધો તેતણો, રઘુનાથ નમાવી શીશ. મન શું૦ ૩
પોપટને ભણાવતાં, પુંશ્ચલી લીધું નામ;
સહજે તે વિમાનમાં, પામી વૈકુંઠ ધામ. મન શું૦ ૪
અજામિલ અધમ જને, કહ્યું નારણિયા ધાય;
જમનો વાંધો છોડવ્યો, જુઓ કરી કેશવજીએ સા'ય. મન શું ૫
એણી રીતે તારિયા, કોટિ ગુનાહ કરી માફ;
જન નરભા રટ કૃષ્ણને, ગુરૂચરણપ્રતાપ. મન શું૦ ૬

## પદ ૪ થું.

દીધી શીખામણ બહુ વાર, હવે જીભ તો હારી;
તોય લેશ ન લાજ્યો ગમાર, હવે જીભ તો હારી. ટેક. ૧
શીખામણથી ઓગળે, પથ્થર પલળી નિર્વાણ;
પાવક શીતળ નીપજે, પણ તારૂં હૃદે છે કોણ. હવે૦ ૨
કાગળવા ભૂમિ રચી, શત જોજન ચઢી સોય;
એ મૃતિકા તાહરી, આપ વિચારી જોય. હવે૦ ૩

---

૩—૧ મન—'મંત્ર' પાઠ ટેક સાથે મળતો નથી માટે બરાબર નથી. ૨ કેતાં—કેટલાં. ૩ કેટલાંક ગણાવેછે. એક ઇ૦—'એ' પાઠ બરાબર નથી.

૪ પુંશ્ચલી—ગણિકા. ૫ અધમ જને—'અધમને' પાઠ બરાબર નથી. ૬ કોટિ ઇ૦—'કોટિ ઘણાં કરી માપ' એવો પાઠ અશુદ્ધ છે. ૪—૨ પાવક—અગ્નિ. કોણ—અર્થાત્ શાનું ?

સાત સાયરથી ચોગણું, પીધું પયોધર માય;
તોય તૃષ્ણા તાહરી, આગળ વાધતી જાય. હવે૦ ૪
જમકિંકર થાકી ગયા, મોકમ દેતાં માર;
તોય તું થાક્યો નહિ, ધિ:ક ધિ:ક વળી ધિ:કાર. હવે૦ ૫
કૃષ્ણચરણનો આશરો, ધન્ય કુળ ધન્ય તે માય;
જન નરભો ગુરૂપ્રતાપથી, ઇમ જાણીને ચરણ ચા'ય. હવે૦ ૬

## પદ ૫ મું.

ઘડી પળ પળ આયુષ્ય જાય, કાળ ફરે દિનરેણી;
શેકી શેકી પકવ્ર કરી ખાય, કાળ ફરે દિનરેણી. ટેક. ૧
માયા બ્રહ્મ ઘંટી ફરે, ઓરૈયું વિશ્વને માંય;
જન વિરલો કો ઉગરે, જે રહ્યો છીલરાને છાંય. કાળ૦ ૨
ત્રિવિધિના તાપ માંહે, શેક્યું વિશ્વને નેટ;
પકવ કરી પોષણ કર્યું, તે પચ્યું કાળને પેટ. કાળ૦ ૩
કમળ જળમાં જયમ રહે, જળ મીનને મીત;
નાવ ફરે રત્નાકરે, પણ ધ્રુવને ચરણ છે ચિત્ત. કાળ૦ ૪
હરિને શરણે જે રહે, તે નર ઉગરી જાય;
જન નરભો ગુરૂચરણથી, ઇમ જાણી હરિરસ ગાય. કાળ૦ ૫

---

૫—૧ શેકી—'શેવી' લેખક દોષ છે. ૨ છીલરાને છાંય—ખીલડાને આશરે. ખીલડાના બાકામાં ભરાઇ ગયેલા દાણા દળાયા વગર રહી જાય છે તે પ્રસિદ્ધ છે.

૩ ત્રિવિધિના—અધ્યાત્મ, અધિભૂત, અધિદેવ, એવા ત્રણ પ્રકારના. પોષણ કર્યું—તેવડે પોતાના દેહનું પોષણ કર્યું. પેટ—'નેટ' પાઠ બરાબર નથી, કેમકે પ્રાસની દ્વિરૂક્તિ થાય છે. ૪ ધ્રુવ—ધ્રુવમાછલી (હોકાયંત્ર), અથવા ધ્રુવનો તારો.

## પદ ૬ ઠું.

નિશદિન ગોવિંદ લે ગાઇ, અભયપદ છે એમાં;
સદા સમર્થ શ્રીજદુરાય, અભયપદ છે એમાં. ટેક. ૧
અધમ ઉદ્ધારણ નામ છે, જે જન શરણે જાય;
ઉંચ નીચનો મેળ નહિ, કરે કૃપા જદુરાય. અભય૦ ૨
કોટિ વિપ્ર કોડે જમ્યા, યજ્ઞશાળા નિઃશંક;
કૃષ્ણનું મન કયાં વશ્યું જુઓ, બોલ્યો શ્વપચથી શંખ. અભય૦ ૩
કળા ગુણકાને કયાં હતી, ઢીમરને શો આચાર;
વય ધ્રુવજીને કયાં હતી, જર વિપ્રને નહિ નિરધાર. અભય૦ ૪
ભૂધર ભૂખ્યા ભાવના, ને મન માને ત્યાં જાય;
ગુરૂચરણપ્રતાપથી, જશ જન નરભો ગાય. અભય૦ ૫

## પદ ૭ મું.

સીતા રામતણા ગુણ ગાઓ, હૃદે હેત આણી;
રાધેકૃષ્ણ ન મૂકો મનુષ્યાદાવ, ધન્ય તારી કમાણી. ટેક. ૧
નીમામાં જેણે રાખિયાં, માંઝારીનાં બાળ;

---

૬–૩ યજ્ઞશાળા (રાજસૂયની). શ્વપચથી—ચાંડાળથી. રાજસૂયયજ્ઞ પૂરો થવાની નિશાની તરિકે કૃષ્ણે કહ્યું હતું કે આ શંખ જ્યારે એની મેળે વાગે ત્યારે જાણવું કે યજ્ઞ પૂરો થયો; પછી કોટિક બ્રાહ્મણ જમ્યા છતાં શંખ વાગ્યો નહિ, પણ આખરે હરિભક્ત એક ચાંડાળ હતો તેને ભોજન કરાવ્યું ત્યારે શંખ વાગ્યો, એવી કથા ગ્રંથાંતરમાં છે.

૪ ઢીમર (ધીવર)—માછી. જર ઇ૦—વિપ્ર(સુદામા)ની પાસે જર (દ્રવ્ય) નહિ હતું. નહિને ઠામે 'સહિ' પાઠ બરાબર લાગતો નથી.
૭—૧ મનુષ્યા દાવ—મનુષ્યદેહ રૂપી દાવ આવ્યો છતાં.

રત્ન પાંચ કાચાં રહ્યાં, એકે વાંકો વળ્યો નહિ વાળ. ધન્ય૦ ૨
અઢાર અક્ષૌહિણી વાટિયું, સમર્થ શ્રીજીવન;
તે ભારતમાં રાખિયાં, ટીટોડીકેરાં તન. ધન્ય૦ ૩
અયોધ્યા ગૌલોકમાં, હેતે પહોચાડી હામ;
શલ્યાની અહલ્યા થઇ, જ્યારે ચરણ સ્પર્શ્યો રામ. ધન્ય૦ ૪
એવા સમર્થ શ્રીહરિ, શરણે જે કો જાય;
ગુરૂચરણપ્રતાપથી, જશ જન નરભો ગાય. ધન્ય૦ ૫

## પદ ૮ મું.

જે કો હરિને શરણે જાય, ત્રિવિધિ તેના નાસે;
તે તો માણે મહાસુખદાય, પ્રગટ જોને પાસે. ટેક. ૧
હોલે હોલીએ ભાળવ્યું, સમર્થ શ્રીજગદીશ;
પારધીને મણિધર ડસ્યો, બાણે છેદ્યું બાજનું શીશ. ત્રિવિધિ૦ ૨
હરિ શબ્દ જ્યારે કહ્યો, મદગળ મૂકી લાજ;
'હ' કે'તાં ધાયા હરિ, 'રિ' કે'તાં છોડયો ગજરાજ. ,, ૩
ગુણ ચંદન એક લેશનો, અરચ્યું લેલાટમાંય;
કુબજા નવ જોબન કરી, હરિ રાખી ચરણની છાંય. ,, ૪

---

૨ નીમામાં—કુંભારના વાસણ પકાવવાના ઢગલામાં. રત્ન—નંગ. (કુંભાર જે વાસણને પકવવાને મૂકેછે તેને તેઓ રત્ન કહેછે. તન—બાળક. ૪ રામ—રામને.

૮—૨ ભાળવ્યું—સુંપરત કરી—પ્રાર્થના કરી. હોલાને મારવા તીર ચઢાવી ઉભેલા પારધીને સાપ કરડવાથી તે પડયો અને પડતાં તીર છૂટી ગયો તે હોલા હોલીને પકડવા આવતા બાજને વાગ્યો, એવી રીતે બન્ને વિઘ્ન હરિએ નિવાર્યા, એવી ગ્રંથાંતરમાં કથા છે. ૩ મદગળ-હાથી.

દ્રૌપદીએ સંભારિયા, સભામાંહે જદુવીર;
ઝાઝ ભરીને આવિયા, ચતુર્ભુજ પૂર્યાં ચીર. ત્રિવિધિ૦ ૫
પુષ્પ પાંખડી લેઇને, આપ્યાં પદારથ ચાર;
જન નરભો ગુરૂચરણપ્રતાપથી, ઇમિ જાણી જાય બલિહાર. ,, ૬
વિભીષણ ગુણ કેટલો, નમ્યો થઇ નિઃશંક;
કૃપા રામજીએ કીધી, લક્ષ્મી દીધી લંક. ,, ૭
તાંદૂળી ગુણ તે કેટલો, મૂકયાં કરીને પ્રીત;
ઇંદ્રિના વૈભવ મોકલ્યો, નરભા એજ મોટાકેરી રીત. ,, ૮

## પદ ૯ મું.

પૂરોછો હરિજનના કોડ, સદા સમરથ સ્વામી;
મોડચા દુષ્ટતણાજ મરોડ, એવા અંતરજામી. ટેક. ૧
જન પ્રલ્હાદ ઉગારિયો, કેશવ કરીને ચૂપ;
ભક્તિ દીપક નવ પડી, નખે વિડાર્યો ભૂપ. પૂરોછો૦ ૨
કુવલયાપીડ હસ્તિ હણ્યો, રમતમાં ધરી ધીર;
શ્રમ પડચો નહિ લેશનો, તે શું વર્ણું જદુવીર. ,, ૩
ચાણૂર મુષ્ટિક મારિયા, જેનું બળ અપાર;
વેગે ગયા વૈકુંઠમાં, લેશ ન લાગી વાર. ,, ૪
દેવકી વસુદેવના, પ્રીતે પૂર્યા કોડ;
પટકયો કંસને પૃથ્વીએ, એવા સમર્થ રણછોડ. ,, ૫
અતુલ બળ એવું હરિ, અતુલ જશ મહિમાય;
ગુરૂચરણપ્રતાપથી, જશ જન નરભો ગાય. ,, ૬

---

૬ પદારથ ચાર—ધર્મ, અર્થ, કામ, મોક્ષ. ૮–૭ તાંદૂળ—( સુદામાના ). ૩ કુવલયાપીડ—કંસનો હાથી. ૪ ચાણૂર મુષ્ટિક—( એ બે મલ્લનાં નામ છે ).

## પ્રેમવિષે.

### છપ્પા.

નથી નિપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં;
નથી નિપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી તાતાં;
નથી મળતો કાંઇ પ્રેમ, ગાંધી દોશીને હાટે;
નથી મળતો કાંઇ પ્રેમ, ખોળતાં વાટે ઘાટે;
નથી મળતો (કાંઇ) પ્રેમ તપાસતાં, ગુજરી ગામો ગામની;
કહે નરભો પ્રેમ પૂરો મળે, કૃપા હોય શ્રીરામની. ૧
મળ્યો પ્રેમ વ્રજનાર, મગન થઇ મનમાં ફૂલી;
કહાન કહાન કહી ફરી, ભાન દેહીનું ભૂલી;
પ્રેમી વિદુરની નાર, નાહાતાં નાગી ધાઈ;
એ લક્ષણ પ્રેમનું, જઇ ભેટી જદુરાઇ;
તે ગર્ભને કાઢી નાખતી, છોડાં મુખે ધરાય છે;
કહે નરભો પ્રેમનું પારખું, છબિલો છોડાં ખાય છે ! ૨
જ્યારે પ્રગટ્યો પ્રેમ, તુલસીના દળથી રાજી;
જ્યારે પ્રગટ્યો પ્રેમ, ખાધી ખીચડી ને ભાજી;
જેને પ્રગટ્યો પ્રેમ, પ્રેમને તે નર જાણે;
જેને પ્રગટ્યો પ્રેમ, તેહને વેદ વખાણે;

---

૧ વાડીમાં ઇ૦—જેમ વાડીમાં પાણી પાઇને બીજા છોડ ઉછેરવામાં આવેછે તેમ પાણી પાવાથી પ્રેમ નીપજતો નથી.

૨ ગર્ભને ઇ૦—કુંતીને મળવા કૃષ્ણ ગયા તેમને માટે કુંતીએ કેળાં આણ્યાં; પણ પ્રેમના આવેશમાં કેળાં છોલીને તેનો ગર્ભ કૃષ્ણને આપવો જોઇએ તે ન આપતાં છોડાં કૃષ્ણને આપવા માંડયાં અને છોડાંને બદલે ગર્ભને ફેંકી દેવા માંડયો ! કૃષ્ણ પણ તેની આ ભૂલ અત્યંત પ્રેમને લીધે થયેલી છે એમ જાણી છોડાંજ ખાવા લાગ્યા !

મનમાં જો પ્રેમ પ્રગટ થયો, એક રતિભર જેહને;
કહે નરભેરામ ગુરૂથકી, નિત્ય બલિહારી તેહને. ૩
કરીને યજ્ઞ અનેક, વ્રત વિધિ બહુ પાળે;
વળી આપે ગૌદાન, હાડ હિમાળે ગાળે;
ગીત વેદનાં ગાય, તીર્થ પણ બહુ ફરી આવે;
દધિ દૂધ ઘૃત ખાંડ, વિપ્ર પોષે મન ભાવે;
એવાં સુકૃત કીધાં ઘણાં, શું આપું જીભે ગણી;
કહે નરભેરામ એ સર્વથી, જ્ઞાનદાન શિરોમણિ. ૪
ખારા જળનો જીવ, મીઠા જળ માંહી મરે છે;
મિસરી મીઠી ઘણી, ગધાના પ્રાણ હરે છે;
સિંહણ કેરૂં દૂધ, કનકને પાત્રે જામે;
બીજી ધાતુ બહુ, માંહીં વિરામ ન પામે;
છે એમ હરિરસ આકરો, પ્રેમીને દિલ જઈ ઠરે;
કહે નરભેરામ ગુરૂથકી, દુરિજનને વિસ્મય કરે ! ૫
નથી મૃતિકામાં માલ, નથી પીતળમાં પેઠો;
કનકની મૂર્ત્તિ કરે, નથી ઇશ્વર મહીં બેઠો;
નથી ધોરોમાં પીર, નથી શ્રાવકને દેરે;
અસલ જુવે નહિ કોય, સહુ નકલોને હેરે;
છે રામ નામ અક્ષર અસલ, બીજું નકલ કહેવાય છે;
કહે નરભેરામ ગુરૂથકી, પ્રેમે પ્રગટજ થાય છે. ૬

---

૩ દળથી—પાંદડાથી ( બોડાણાએ ચઢાવેલા ). ખીચડી—( કરમા બાઇની ). ભાજી—( વિદૂરની ).

૫ મિસરી—ખાંડ. બીજી ધા૦—બીજી ધાતુઓ ઘણી છે પણ તેમાં સિંહણનું દૂધ ટકતું નથી. ૬ હેરે—જુએ.

શાસ્ત્ર પુરાણો વેદ, કમાવા કારણ શીખે;
આઠ પહોર દિન રાત, જઈને ઝીકણું ઝીકે;
વાણી મધુરી વદે, મોરના જેવી કહિયે;
સર્પ વિંછીને ખાય, ઝેર એવું છે હૈયે;
જો રામરટણ કાંઇ નહિ કર્યું, તે ગવાર છે તૈડિયા;
કહે નરભો ખરને લાભ શો, મિસરી ભરચ કે મૈડિયા. ૭

જુવતી જળને કાજ, જુઓ પનઘટ પર જાવે;
જેને જેવો અર્થ, તેટલું તે જઇ લાવે;
ભાણે ભર્યાં પકવાન, ભૂખ સમ ભોગ કરેછે;
હદ આવી જે વાર, હાથ આડાજ ધરેછે;
ભાગવત પકવાન પણ ભટ કહે, અક્ષર એક જેથી પળે;
કહે નરભેરામ ગુરૂથકી, સત્ય વસ્તુ તેને મળે. ૮

પ્રજાપતિની ઘોડી, રાંડ શિદ દુરિજન જાયો;
પેટભરે કરી વિષય, એહમાં એ શું કમાયો;
નિદ્રા મૈથુન આહાર, માંહી તું શું થયો રાજી;
એ પ્રાણી સર્વને, વિચારી જોને પાજી;
જો રામરટણ કાંઇ નવ કર્યું, અંતે કારજ શાં સર્યાં;
કહે નરભો પેટ સર્વે ભરે, ગધાં બિલાડાં કૂતરાં. ૯

---

૭ તૈડિયા—ચઢે નહિ એવા. ૮ ભાગવત ઈ૦—ભટ ( પુરાણી ) ભાગવતને પણ તે પકવાન્ન સરખાં કહેછે, પણ તેમાં કહેલાં વચનોમાંથી એક અક્ષર પણ જેનાથી પળાતો હોય તેને સત્ય વસ્તુ મળેછે.

૯ દુર્જનની માને કવિ ગાળો દે છે: પ્રજાપતિની ઘોડી—ગધેડી. આ છપ્પાના અર્થને મળતો એક પ્રાચીન શ્લોક છે. જેવો કે'—"आहारनिद्राभयमैथुनंचसामान्यमेतत्पशुभिर्नराणां॥धर्मोहितेषामाधिकोविशेषोधर्मेणहीनापशुभिःसमानाः" અર્થ સ્પષ્ટ છે.

મેગળ નીસરી બહાર, ચાલતો મહાસુખ માણે;
નહિ શત્રુ નહિ મિત્ર, વિશ્વને સરખું જાણે;
પૂંઠે ભસે બહુ શ્વાન, કેટલાં બેશી રહે છે;
મેગળને મન નહિ, માન અપમાનજ દે છે;
એમ હરિજન મેગળ રૂપ છે, જેને હરિનું ધ્યાન છે;
કહે નરભેરામ ગુરૂથકી, દુરિજન સઘળા શ્વાન છે. ૧૦
ભઠ પડ્યો અવતાર, જેની પરનારે પ્રીતિ;
ભઠ પડ્યો અવતાર, જેહની ચાલ અનીતિ;
ભઠ પડ્યો અવતાર, હરિગુણ ગાતાં લાજે;
ભઠ પડ્યો અવતાર, કોઇનાં સુખ જોઇ દાઝે;
વળી ભઠ પડ્યો અવતાર જે, મોહ્યો મોટમ માનને;
કહે નરભો રામ રટ્યા નહિં, શિદ વણસાડ્યું ધાનને. ૧૧
ધાન ખાધું તે ધૂળ, નહિ વાહાલા રઘુરાય;
ધાન ખાધું તે ધૂળ, વળી જે વિષયી થાય;
ધાન ખાધું તે ધૂળ, પાપ કરી પેટ ભરે છે;
ધાન ખાધું તે ધૂળ, ઘાત વિશ્વાસ કરે છે;
સામાનું સુખ જોઇ દાઝતો, નરકે જશે નિદાન રે;
કહે નરભો કૂટ ગધેડીના, શિદ વણસાડ્યું ધાન રે. ૧૨
કર જોડી કહું કૃષ્ણ, સાંભળો અક્ષર મારો;
મનુષ્ય દેહ દઇ ભલે, શીદ બ્રાહ્મણ અવતાર્યો;
અણસમજુને એમ, જન્મ બ્રાહ્મણનો મોટો;
મુજને ભાસે એમ, જન્મ બ્રાહ્મણનો ખોટો;

---

૧૦ મેગળ—હાથી. ૧૨ વિશ્વાસ—વિશ્વાસનો.

જે જમે ઉધાર સાથે થયું, તેના ધરૂં છું શોકને;
કહે નરભો હાથ ધરી સહુ, સાધન સોંપું લોકને. ૧૩
કોઇ કહેશે એમ, હાથ તો શીદને ધરિયે;
હાથ ધર્યે જીવાય, નહિં તો પેટ ન ભરિયે;
ધરિયે નહિં જો હાથ, નવસ્ત્રાં કેમ ફરાયે ?
હાથ ધર્યા પરતાપ, ટાઢ તડકો તે જાયે;
જે હાથ ધર્યા વણ, મહેનતે-જીંવવું તે તો ઠીક છે;

---

૧૩ બ્રાહ્મણના જન્મમાં દાન લેવું પડે છે માટે તે બીજે ભવે આપવાને જાણે જમે મંડાય છે, તથા દાન આપવું એ બીજે ભવે લેવાને ઉધાર મંડાય છે. બ્રાહ્મણને એવી રીતે એકજ જન્મમાં જમા અને ઉધાર થઇ જવાથી બીજા ભવને માટે કાંઇ વાપરવાનું રહેતું નથી; બીજી વર્ણના લોકો દાન નથી લેતા માટે તે ઉધાર આપી મૂકે છે, અને તે તેમને બીજે ભવે મળે છે. નરભો કહે છે કે એવી રીતે બીજા લોકોનાં દાન લેવાને તેમના આગળ હાથ ધરી ધરીને મેં જે મારા કલ્યાણને અર્થે તપ વગેરે સાધન કર્યાં હોય તે લોકોને હું સોંપું છું; માટે જેમાં તપ વગેરે જમા કરેલું સાધન હાથ ધરી દાન લેવાથી જતું રહે છે એવો બ્રાહ્મણનો જન્મ સારો નથી. અથવા, બ્રાહ્મણનો જન્મ શામાટે ખોટો તે કહે છે: જે જમે ઇ૦—એ જન્મમાં જમે અને ઉધાર એકેજ વખતે થઇ જાય છે તેનો હું શોક ધરૂં છું. અર્થાત્ બીજી વર્ણના લોકો તો જે સત્કર્મ આચરે તે જમા રહે છે, પણ બ્રાહ્મણને સંધ્યાદિ નિત્યકર્મ કરવાની ફરજ હોવાથી તે કરતાં છતાં પણ કાંઇ જમા થતું નથી; દેવામાં આપાઈ જાય છે. વેદાંતાદિ ગ્રંથોમાં પણ લખે છે કે, " નિત્યકર્મ ન કરવાથી પાપ થાય છે ( કેમકે ન કરનારો પોતાની ફરજ બજાવતો નથી ), પણ નિત્યકર્મ કરનારને કાંઇ પુણ્ય થતું નથી ( કેમકે તેમાં તેણે પોતાની ફરજ કરતાં કાંઇ વિશેષ કર્યું નથી ) I કહે ઇ૦—નરભો કહે છે કે એટલા માટે બ્રાહ્મણને કરવાનાં એ સરવે સાધન હાથમાં લેઈને લોકને સોંપી દેઉંછું.

જન નરભે તો નિશ્ચય કર્યું, હાથ ધર્યામાં ધિ:ક છે. ૧૪
વગર મે'નતે ખાય, પારકા માગી મેવા;
વગર મે'નતે ખાય, હરાયા સાંઢો જેવા;
જીવે પારકું ખાઈ, એહ અવતાર ન સારો;
જોતો નથી વિચારી, લાભ લુંટાયે મારો;
જે માલ પારકો ખાઇને, મૂર્ખ હૈયે હરખાય છે;
કહે નરભો લાભ બધો ખુએ, નાગો શું લુંટાય છે? ૧૫
ખારતણી ભૂમિમાં, સો મણ બાજરી વાવી;
ખાર બધું ખાઇ ગયો, પાછી પાશેર ન આવી;
વિવેક સમજ્યો નહિં, પાત્ર કુપાત્ર ન જોયું;
ખાધું તેને પચ્યું, ખવરાવ્યું તેણે ખોયું;
સઘળી ભૂમિ સરખી નથી, કંઈ છાયા કંઇ તાપની;
કહે નરભો કુપાત્ર થાય તો, દસુંદ આવે પાપની. ૧૬
જાચક જીવન ધિ:ક, વગર મે'નત જે જીવે;
જાન જાચકે થાય, જુઓ દેખાડું દીવે;
માગે સાકર ગોળ, તનુજને ટપલી મારે;

---

૧૪ કોઇ ઇ૦—કોઇ એમ કહેશે કે અમે બીજા આગળ હાથ શું કરવા ધરિયે ? નજ ધરિયે; પણ હાથ ધરવો પડેછે તેનું કારણ આમ છે; હાથ ધય ઇ૦. ૧૫ લાભ—( સુકૃત રૂપી ). પણ જે સુકૃત કરતો નથી તે દાન લે તો ? નાગો ઇ૦.

૧૬ સુકૃત નહિ કરનારાને દાન આપવાથી તે વ્યર્થ જાયછે તે વિષે કહે છે; ખાર ઇ૦. કહે ઇ૦—નરભો કહેછે કે જો દાન લેનારો કુપાત્ર થાય તો તેના પાપની દસુંદ ( દશાંશ ) આવે ( દાન આપનારને મળે ).

જાચકને નોંતરી, જમાડે ઘીની ધારે;
જાચક તો તે નથી જાણતો, જાન અતિશે થાય છે;
કહેછે નરભો મોટમપણું, લાખો જર લુંટાય છે. ૧૭

## ઘડપણ વિષે.

સંવત અઢાર ચોવીશ, હતા બેઠા ઘરમાંડી;
બતરિશ માંટી મુવા, રાંક જીહ્વા તે રાંડી;
નહિ સાંભળું કહે કાન, ચરણ કહે હું નહિ હીંડું;
તેજ નેત્રનું ગયું, વાતનું વળિયું મીંડું;
તાણુંની સાલ વૈશાખ, શુદી પાંચમ જે જાણું;
રામે પાછું વાળ્યું, હતું આવ્યું જે આણું;
એક વારજ પાછું વાળિયું, વળી વળીને કેમ વાળશે;
જન નરભા રટ તું રામને, કાળ ચપેટી મારશે. ૧૮

## લુંટાયા વિષે.

### રાગ ધોળ.

રાતો ઘોડો રણપાખરિયો, શ્વેત ધર્યો શણગાર જોને. એ રાગ.

---

૧૭ જાન— નુકસાન. ૧૮ સંવત ઇ૦—સંવત ૧૮૨૪ ની સાલમાં ઘરમાંડીને બેઠા અર્થાત્ જન્મ્યા–આ સંસારરૂપી ઘરમાં પ્રવેશ કર્યો. સ્ત્રી પરણીને સંસાર માંડવો એને 'ઘરમાંડવું' કહે છે પરંતુ આ જગોએ નરભેરામે પોતાની જન્મતિથિ બતાવી હોય એમ લાગે છે. બતરિશ માંટી— જીભરૂપી સ્ત્રીના બ્રત્રીશ દાંત રૂપ પુરૂષ મુઆ ( પડી ગયા ) તેથી રાંક જીભ રાંડી ( રાંડયા જેવી થઈ )! આણું—તેડું ( હરિના ઘરનું ).

સંવત ૧૮૫૩ની સાલે વૈશાખ સુદી પાંચમે મંદવાડ થઈ ઝોખો આવેલો તે વિષે વર્ણે છેઃ તાણુંની ઈ૦.

ધરમે ધોળાં નિત્યે ગાઇએ, ડાકોરવાળો ડાહ્યો વાલા;
આંબા તળેથી બે જણ ઊઠ્યા, બ્રાહ્મણ દેખી ધાયો વાલા. ૧
ઊભા રે અલ્યા બ્રાહ્મણ તું તો. ત્યારે લાગી બીક વાલા;
જુગત કરીને જોડો લીધો, ઠાકોરને છે ઠીક વાલા. ૨
ભાંજ આપ્યને, ભાંજ આપ્યને, એવું આવી કહેછે વાલા,
અચરજ સરખું મુજને ભાસ્યું, લૂગડાં તો લેછે વાલા. ૩
પાઘડીને પહેલી લીધી, માથું કરિયું બોડું વાલા;
હીંડી હાલી ઠાકોર આવ્યા, પાસે નો'તું ઘોડું વાલા. ૪
દાટીમાં શું ? એવું કહીને, પછેડી પણ લીધી વાલા;
જૂનાં લેઇને નવાં આપશે, કૃપા હરિએ કીધી વાલા. ૫
જે જોઇએ તે માગીલ્યોને, ના કહ્યાનો નેમ વાલા;
હાથ પગને દોરી તુંબડી, રહી છે કુશળ ક્ષેમ વાલા. ૬
ચોખાનીનો કડકો પેર્યો, સર્વે દાન કરીને વાલા;
ઊમળકો આણીને સોંપ્યું, નરભે તો હરિને વાલા. ૭
જૂનાંપૂનાં વસ્તર મારાં, લાજ રહી તે માટે વાલા;
રામકૃષ્ણ ગોવિંદ કરતા, ચાલ્યા ઊભી વાટે વાલા. ૮
લોક મળે તે એવું પૂછે, કહે બ્રાહ્મણ કયાં લુંટયો વાલા;
જિહ્વા મુખમાં સાજી છે તો, છોગાળોજી ત્રૂઠ્યો વાલા. ૯
નાને ભડકે દીવાળીને, મોટે ભડકે હોળી ! વાલા;
જન નરભાનાં વસ્તર લીધાં, લોક કહે છે કોળી વાલા. ૧૦

---

૧ ધરમે ધોળાં—એટલે ધોળ (રાગ) અથવા ધોળી ધજાવાળો ડાકોરવાળો—રણછોડજી. ૨ ઠાકોર—કોળીનું માન સૂચક નામ અથવા રણછોડજી.

૩ ભાંજ ( કોળીની ભાષામાં )—તમાકુ. ૭ ચોખાની—એક જાતનું લૂગડું.

પણસોરાને ચોરે આવ્યા, ખબર કરી છે ખાંતે વાલા;
બ્રાહ્મણ પટેલ દેશાઇ કહે, ભગત રહો નીરાંતે વાલા. ૧૧
દવારકા દેશાઇને જોરે-ભાઇએ કરિયું જોર વાલા;
ઘો રણશિંગુ વહાર કરોને, ઝાલી લાવો ચોર વાલા. ૧૨
નરભો કહે એવું નવ કરવું, સમજાવ્યા નિરવાણ વાલા;
નિત્ય પુન્યમે મારે જાવું, ખોશો મારા પ્રાણ વાલા. ૧૩
પછેડી તો તુર્ત મગાવી, હાથ ભરીને લીધી વાલા;
જૂનાં લેઇને નવાં આપ્યાં, કૃપા હરિએ કીધી વાલા. ૧૪
બે ચાર દિવસ જો રહો તો, બાજરી લખાય વાલા;
જન નરભાને હેતે રાખ્યો, ગુણ હરિના ગાય વાલા. ૧૫
પાંચે દિવસ કિરતન કરિયાં, બાજરો થે મણ બાર વાલા;
વેઢિયાનાં મન દુખાયાં, નરભે મેલ્યો પાર વાલા. ૧૬

## કાફી ૧ લી.

સરસ્વતી વસો જીભે રે, વેહેવાર વાતે વઢવું છે;
ખાંતીલે નહાવું ખાળ્યું રે, તાતની હડિયે ચઢવું છે. ટેક. ૧
ગોમતી નાહ્યાંનું નાણું જો આપું ત્યારે, શાની તમારે મારે પ્રીત,
પિતા થઈ પુત્ર પાસે નાણું માગો છો કહો, કિયા તે દેશની રીત;

---

૧૧ પણસોરા—એ નામનું ગામ. ૧૪ હાથ ભરીને—( પાંચેક હાથ ભરીને ). ૧૫ બાજરી લખાય—બાજરીનું ઉઘરાણું થાય. ૧૬ મન દુખાયાં —ભાર ઊંચકવો પડયો માટે.

૧ ખાંતીલે-ખંતવાળા કર લેનારાઓએ. નાહાવું-( ગોમતીમાં ). તાત —રણછોડજી ( દ્વારકામાંના ).

ઘરમે ઘોળાં નિત્યે ગાઇએ, ડાકોરવાળો ડાહ્યો વાલા;
આંબા તળેથી બે જણ ઊઠ્યા, બ્રાહ્મણ દેખી ધાયો વાલા. ૧
ઊભો રે અલ્યા બ્રાહ્મણ તું તો. ત્યારે લાગી બીક વાલા;
જુગત કરીને જોડો લીધો, ઠાકોરને છે ઠીક વાલા. ૨
ભાંજ આપ્યને, ભાંજ આપ્યને, એવું આવી કહેછે વાલા,
અચરજ સરખું મુજને ભાસ્યું, લૂગડાં તો લેછે વાલા. ૩
પાઘડીને પહેલી લીધી, માથું કરિયું બોડું વાલા;
હીંડી હાલી ઠાકોર આવ્યા, પાસે ના'તું ઘોડું વાલા. ૪
દાટીમાં શું ? એવું કહીને, પછેડી પણ લીધી વાલા;
જૂનાં લેઇને નવાં આપશે, કૃપા હરિએ કીધી વાલા. ૫
જે જોઇએ તે માગીલ્યોને, ના કહ્યાનો નેમ વાલા;
હાથ પગને દોરી તુંબડી, રહી છે કુશળ ક્ષેમ વાલા. ૬
ચોખાનીનો કડકો પેર્યો, સર્વે દાન કરીને વાલા;
ઊમળકો આણીને સોંપ્યું, નરભે તો હરિને વાલા. ૭
જૂનાંપૂનાં વસ્તર મારાં, લાજ રહી તે માટે વાલા;
રામકૃષ્ણ ગોવિંદ કરતા, ચાલ્યા ઊભી વાટે વાલા. ૮
લોક મળે તે એવું પૂછે, કહે બ્રાહ્મણ ક્યાં લુંટયો વાલા;
જિહ્વા મુખમાં સાજી છે તો, છોગાળોજી ત્રૂઠ્યો વાલા. ૯
નાને ભડકે દીવાળીને, મોટે ભડકે હોળી ! વાલા;
જન નરભાનાં વસ્તર લીધાં, લોક કહે છે કોળી વાલા. ૧૦

---

૧ ઘરમે ઘોળાં—એટલે ઘોળ (રાગ) અથવા ધોળી ધજાવાળો ડાકોરવાળો—રણછોડજી. ૨ ઠાકોર—કોળીનું માન સૂચક નામ અથવા રણછોડજી.

૩ ભાંજ ( કોળીની ભાષામાં )—તમાકુ. ૭ ચોખાની—એક જાતનું લૂગડું.

## નરભેરામના મરણતિથિની.

### ગરબી.

સખી પડવે તે પંથ સીધાવ્યા. એ રાગ.

ગોમતીપુર વડ પોળમાં છે વાસ રે, અમદાવાદ શેહેરની પાસ. ગો૦ ૧
સહુ રૈયતની નજર છે સારી રે, ભાવે ભજેછે શ્રીગિરિધારી રે;
મને કિરપા કરી રે મોરારિ, ગોમતીપુર વડપોળમાં છે વાસ રે. ૨
સહુ હરિજન વૈષ્ણવ આવ્યા રે, તે તો મારા હ્રદયમાં ભાવ્યા રે;
સાથે લક્ષ્મીજીને લાવ્યા, ગોમતીપુર વડપોળમાં છે વાસ રે. ૩
તું તો બોડાણાનો અવતાર રે, ગુણ ગાયા નોતા નીરધાર રે;
તેને મોકલિયો સંસાર, ગોમતીપુર વડપોળમાં છે વાસ રે. ૪
જે કો શીખે સુણે ને ગાશે રે, સંસારમાં સુખિયો થાશે રે;
અંતે વૈકુંઠ ધામમાં જાશે, ગોમતીપુર વડપોળમાં છે વાસ રે. ૫
જે કોઇ હોય હરિના જન રે, નિશ્ચય કરે રામભજન રે;
સહુ સોંપીને તનમનધન, ગોમતીપુર વડપોળમાં છે વાસ રે. ૬
સંવત ઓગણીસેં આઠ સાર રે, પૌષ શુદી આઠમ ભોમવાર રે;
ત્યારે નરભે કર્યો છે જુહાર, ગોમતીપુર વડપોળમાં છે વાસ રે. ૭
રૂડા રામના રંગમાં ખેલો રે, બીજી ઉપાધિ સર્વે મેલો રે;
જય શ્રીકૃષ્ણ નરભાનો છેલ્લો, ગોમતીપુર વડપોળમાં છે વાસ રે. ૮

---

૪ હારોછો ઇ૦—તમે હરિજનથી હારોછો પણ તમારાથી હરિજન હરાતા નથી। ૭ જુહાર કર્યો છે—છેલ્લા રામ રામ—અર્થાત્ મરણ પામ્યા છે.

માફી કે ઉત્તર આપો રે, ત્યાં સુધી અડવુ છે. સરસ્વતી૦ ૨
કેટલું નાણું આપ્યું દુરવાસાજી, બળદ રથી આવ્યા જદુવીર,
તેમના પ્રેમ તમે જાણ્યા સુવર્ણના, બીજાના જાણ્યા કથીર;
વિચારી જુઓ વહાલા રે, પછી પાચે પડવું છે. સરસ્વતી૦ ૩
કંચન દ્વારિકા પિતાને દેખાડી, છાપ મોકલી નાથ,
શું જોઈ મોકલી શું જોઈ ખાળી, તે વહાલા કહો મને વાત;
ગુરૂથી કહેછે નરભો રે, એ ઓષડ કડવું છે! સરસ્વતી૦ ૪

## કાફી ૨ જી.

નાણું આપે નરભો રે, વાવરજો છોગાળા;
ગાંઠે બાંધજો તાણી રે, ધોળી ધજાવાળા. ટેક. ૧
કપટી કેશવ જાણત તો શાને, આવત પચાશ જોજન,
સાંભળ્યું શ્રવણે સાધુને છાપેછે, માટે મળવા ધર્યું મન;
દરશન દ્યોને રે, દૂર કરી પાળા. નાણું૦ ૨
ભેખ દેખીને અજર નથી કરતા, છાપ આપોછો હરિ,
પાઘડી ભાળી છાપ ખાળી છબિલા, પરીક્ષા તો એવી કરી!
સમશ્યા લેજો સમજી રે, જે કહી કાનડ કાળા! નાણું૦ ૩
હારોછો જનથી નથી હરવાતા, માટે હરિ! હઠ મેલ,
કહે નરભો છોટાલાલપ્રતાપે, નથી એ તલમાં તેલ;
લેવાનું મુજ પાસે રે, હરિ હરિ જપ માળા! નાણું૦ ૪

---

૨ માફી—માફ કરો ( કર ). અડવુ છે—અડીને બેસવું છે. ૪ ઓષડ—મારાં વચનરૂપી. ૩ અજર નથી કરતા—વાર નથી લગાડતા. જે કહી—જે સમશા મેં કહી તે.

## નરભેરામના મરણતિથિની.

### ગરબી.

સખી પડવે તે પંથ સીધાવ્યા. એ રાગ.

ગોમતીપુર વડ પોળમાં છે વાસ રે, અમદાવાદ શોહેરની પાસ. ગો૦ ૧

સહુ રૈયતની નજર છે સારી રે, ભાવે ભજેછે શ્રીગિરિધારી રે;

મને કિરપા કરી રે મોરારિ, ગોમતીપુર વડપોળમાં છે વાસ રે. ૨

સહુ હરિજન વૈષ્ણવ આવ્યા રે, તે તો મારા હૃદયમાં ભાવ્યા રે;

સાથે લક્ષ્મીજીને લાવ્યા, ગોમતીપુર વડપોળમાં છે વાસ રે. ૩

તું તો ઓડાણાનો અવતાર રે, ગુણ ગાયા નોતા નીરધાર રે;

તેને મોકલિયો સંસાર, ગોમતીપુર વડપોળમાં છે વાસ રે. ૪

જે કો શીખે સુણે ને ગાશે રે, સંસારમાં સુખિયો થાશે રે;

અંતે વૈકુંઠ ધામમાં જાશે, ગોમતીપુર વડપોળમાં છે વાસ રે. ૫

જે કોઇ હોય હરિના જન રે, નિશ્ચય કરે રામભજન રે;

સહુ સોંપીને તનમનધન, ગોમતીપુર વડપોળમાં છે વાસ રે. ૬

સંવત ઓગણીસેં આઠ સાર રે, પોષ શુદી આઠમ ભોમવાર રે;

ત્યારે નરભે કર્યો છે જુહાર, ગોમતીપુર વડપોળમાં છે વાસ રે. ૭

રૂડા રામના રંગમાં ખેલો રે, બીજી ઉપાધિ સર્વે મેલો રે;

જય શ્રીકૃષ્ણ નરભાનો છેલ્લો, ગોમતીપુર વડપોળમાં છે વાસ રે. ૮

---

૪ હારોછો ઇ૦—તમે હરિજનથી હારોછો પણ તમારાથી હરિજન હરવાતા નથી ! ૭ જુહાર કર્યો છે—છેલ્લા રામ રામ—અર્થાત્ મરણ પામ્યા છે.

# नित्यकीर्तन.

## પદ ૧ લું.

રણછોડ રંગીલા રે, કે નટવર નગર છો;
ધન્ય ધન્ય પ્રભુ પૂરા રે, સુખના સાગર છો. ટેક. ૧
બલિહારી બળના ભ્રાતા રે, મોટામાં મોટા છો;
ઘનશ્યામ સ્વરૂપી રે, મહાગંગલોટા છો. રણછોડ૦ ૨
ધ્યાન આપકેરૂં રે, ધારે તેને સાચા છો;
પ્રીતિ નવ પૂરી રે, તેને તમે કાચા છો. ,, ૩
વારંવાર શું વરણુ રે, રણછોડ રંગી છો;
પ્રુનમે આવે ચાલી રે, તેના તમે સંગી છો. ,, ૪
રાજ છો રૂપાળા રે, પાઘ શિર ધારો છો;
ભક્તજનકેરા રે, મનોરથ સારો છો. ,, ૫
તમારી તો ઉપમા રે, તમે એક છાજો છો;
આખી ગુજરાતે રે, ગોવિંદજી ગાજો છો. ,, ૬
અપવિત્ર કરી યવને રે, તે ગુજરાત તારો છો;
દુષ્ટને જોઇ ત્રિકમ રે, મુદગરે મારો છો. ,, ૭
મહાભક્તિના ભોગી રે, મોદક કર ધારો છો;
સાકર માખણમાં રે, ભલા ભક્ત ભારો છો. ,, ૮
વાતો ઘણી એવી રે, (તોય) ભક્તથી હારો છો;
જન નરભો શું ગાયે રે, ગુણ ગાતાં વારો છો. ,, ૯

## પદ ૨ જું.

સજની આ શી તારી ટેવ ! ટેક.

---

૨ મહા૦—અર્થાત ગંગાજળ જેવા પવિત્ર ૭ યવન—મસલમાનોએ

પિયુ પગભર ઊભા કર જોડી, સકળ દેવનો દેવ હો. સજની૦ ૧
ઘુંઘટ ન છોડો નયન ન જોડો, આવડો શો અહંકાર;
જોબન જળ બળ ચાર દિવસનું, તે વહે ન લાગે વાર હો. „ ૨
હું થાકી મારી વાણી થાકી, તું નવ પાકી બાળી;
હેત ધરે તેશુ હઠ નવ કરીએ, પગ ભરિયે રે સંભાળી હો. „ ૩
મનમાં રીઝ ખીજ મુજ ઉપર, સુણતાં આવ્યું હાસ;
અંતરતા ટળી મળ્યાં બેઉ રસિયાં, ગાય જશ નરભો દાસ હો. „ ૪

## પદ ૩ જું.

નેણે લોભાણો નાવલિયો, મુજ પાસેથી પરો ન થાય રે;
વેણ વળુંધ્યો વાત કરે રે, જા કહેતાં નવ જાય રે. નેણે૦ ૧
અણતેડ્યો આફ્ણીએ વા'લો, વળગ્યો આવે વાંસે રે;
પ્રીતતણી ગત તે જાણે જે, પડે પ્રીત્યને ફાંસે રે. નેણે૦ ૨
એક નિમેષ ન દેખું આંખે, જો મારો જીવન પ્રાણ રે;
ખાનપાનનું શું કહું સજની, પ્રાણ કરે પરિયાણ રે. નેણે૦ ૩
સર્વસ્વ સોંપી લજ્જા લોપી, કંથ કહે તે કરિયે રે;
નરભેરામ આશ પરિપૂરણ, શ્રીરણછોડની ધરિયે રે. નેણે૦ ૪

## પદ ૪ થું.

માનું છું હું પાડ, મારા જીવન જોવા દે;
મુખડે તારે શ્રમજળ મોતી, લાડકવાયા લે'વા દે. માનું૦ ૧
આંગળીમાંહે આગે નહોતો, છલો છબીલા છોવા દે;
ત્રૂટ્યા હાર હરિ હૈયે તારે, પાડ ચઢાવું પરોવા દે. માનું૦ ૨
કપોલ અધર (તુંને) અંજન લાગ્યું, તે તું મુજને ધોવા દે;

---

૨–૧ પગભર—ઊભે પગે. ૩–૧. પરો—દૂર. વેણવળુંધ્યો—વેણુથી વળુંધ્યો (વળગ્યો). ૩ પરિયાણ—પ્રયાણ. ૪–૨ છોવા દે—અડવા દે.

# नित्यकीर्तन.

## પદ ૧ લું.

રણછોડ રંગીલા રે, કે નટવર નગર છો;
ધન્ય ધન્ય પ્રભુ પૂરા રે, સુખના સાગર છો. ટેક. ૧
બલિહારી બળના ભ્રાતા રે, મોટામાં મોટા છો;
ઘનશ્યામ સ્વરૂપી રે, મહાગંગલોટા છો. રણછોડ૦ ૨
ધ્યાન આપકેરૂં રે, ધારે તેને સાચા છો;
પ્રીતિ નવ પૂરી રે, તેને તમે કાચા છો. „ ૩
વારંવાર શું વરણું રે, રણછોડ રંગી છો;
પુનમે આવે ચાલી રે, તેના તમે સંગી છો. „ ૪
રાજ છો રૂપાળા રે, પાઘ શિર ધારો છો;
ભક્તજનકેરા રે, મનોરથ સારો છો. „ ૫
તમારી તો ઉપમા રે, તમે એક છાજો છો;
આખી ગુજરાતે રે, ગોવિંદજી ગાજો છો. „ ૬
અપવિત્ર કરી યવને રે, તે ગુજરાત તારો છો;
દુષ્ટને જોઇ ત્રિકમ રે, મુદગરે મારો છો. „ ૭
મહાભક્તિના ભોગી રે, મોદક કર ધારો છો;
સાકર માખણમાં રે, ભલા ભક્ત ભારો છો. „ ૮
વાતો ઘણી એવી રે, (તોય) ભક્તથી હારો છો;
જન નરભો શું ગાયે રે, ગુણ ગાતાં વારો છો. „ ૯

## પદ ૨ જું.

સજની આ શી તારી ટેવ ! ટેક.

ક્યારની ઊભી રહી હું ત્રિકમ, સુરતા અમપર આણો જી. રસિયા૦ ૧
હું દાસી છું વિના મૂલની, ભરજોબનમાં જાણો જી;
જન નરભાની આશ પૂરણ, પૂરવ પ્રીત પિછાણો જી. ,, ૨

## પદ ૮ મું.

હરિમુખ જોઇને હું હરખી; ટેક.
એરે શુકનની જાઉં બલિહારી, મારી આંખડલી ફરકી. હરિમુખ૦ ૧
વીતી રાત્ય વાટડી જોતાં, આકુળ વ્યાકુળ થાઉં;
આવી અચાનક દર્શન દીધું, હું તો ફૂલી અંગ ન માઉં. ,, ૨
લોચન કમળ કસુંબલ પાયે, મોહન મસમસતા;
જન નરભાની આશ પૂરવા, હેતે ભર્યા હસતા. ,, ૩

## પદ ૯ મું.

ગઇ તે પાછી ન આવે;
એક પલક પ્રભુ ભજન વિના, તે ફરી ફરી તું નહિ ફાવે. ટેક. ૧
આ અવસર આ દુર્લભ દેહે, ગોવિંદના ગુણ ગાવે;
સફળ કરી લે કુલ સાહ્યબી, પછે પડીશ પસ્તાવે રે. ગઇ૦ ૨
જીવન ઝબકારો જાણ વીજળી, વાર નહિ વહી જાવે;
જ્યાં લગી શ્વાસ ત્યાં લગી ભજ પ્રભુ, દાસપણાને દાવે રે. ,, ૩
પ્રભુ ભજતાં ખોટ ન ખાત્ર, વેહેપારે લાભ બહુ આવે;
જન નરભો છોટાલાલ પ્રતાપે, જશ હરિના ગાવે રે. ,, ૪

---

૮–૩ મસમસતા— (સુગંધથી). ૯–૩ જીવન ઝ૦—જીવતર વીજળીના ઝબકારા જેવું ક્ષણભંગુર જાણ.

ધૂતારા તેં મુજને ઠગી છે, જૂઠું વદવું જાવા દે.　　　માનું૦ ૩
રંગભેર આલિંગન દેઇને, તનના તાપ શમાવા દે;
નરભેરામના સ્વામી રસિયા, મુજને સુખ ઉપજાવા દે.　　માનું૦ ૪

### પદ ૫ મું.

વરિયો વરિયો મેં રણછોડરાય ધણી.　　　ટેક.
કરિયો કરિયો સ્નેહ ઇ સાથે, તપત ટળી મારા અંગતણી. વરિયો૦ ૧
કામણગારાં નેન નાથનાં, અતિ સુંદર એની નાકઅણી;
મુખડું જોતાં મોહની લાગી, શું કહું સહિયર વાત ઘણી.　　,, ૨
જેના ગુણનો પાર ન પામે, શિવ સનકાદિક સહસ્રફણી;
જન નરભાની આશ પરિપૂરણ, કરો ડાકોરઠાકોર દેવમણિ !　,, ૩

### પદ ૬ ઠું.

મારે મો'લે આવો મદમાતા જી.　　　ટેક.
કેસરભીના કાનકુંવર વર, કામનિયાં રંગરાતા જી.　　મારે૦ ૧
લટકતી ચાલે લાડ ગેહેલા, વેણુ મધુરી વાતા જી;
પ્રેમી જનના પ્રાણ પ્રભુજી, ગીત મધુરાં ગાતા જી.　　,, ૨
રખે કોઇ સખી વાટે મળતી, કાનડ ત્યાં તમે જાતા જી;
ગુરૂકૃપાથી જન નરભાનો, આશ પૂરો પ્રખ્યાતા જી.　　,, ૩

### પદ ૭ મું.

રસિયા રજની રંગ માણો જી.　　　ટેક.

---

૫-૩ સહસ્રફણી—શેષનાગ. ૬-૧ કામનિયાં ઇ૦—કામિનીસ્ત્રીઓના રંગમાં રાતા ( રક્ત—અનુરક્ત ) છે.

ક્યારની ઊભી રહી હું ત્રિકમ, સુરતા આમપર આણો જી. રસિયા૦ ૧
હું દાસી છું વિના મૂલની, ભરજોબનમાં જાણો જી;
જન નરભાની આશ પૂરણ, પૂરવ પ્રીત પિછાણો જી. ,, ૨

## પદ ૮ મું.

હરિમુખ જોઇને હું હરખી; ટેક.
એરે શુકનની જાઉં બલિહારી, મારી આંખડલી ફરકી. હરિમુખ૦ ૧
વીતી રાત્ય વાટડી જોતાં, આકુળ વ્યાકુળ થાઉં;
આવી અચાનક દર્શન દીધું, હું તો ફૂલી અંગ ન માઉં. ,, ૨
લોચન કમળ કસુંબલ પાવે, મોહન મસમસતા;
જન નરભાની આશ પૂરવા, હેતે ભર્યા હસતા. ,, ૩

## પદ ૯ મું.

ગઇ તે પાછી ન આવે;
એક પલક પ્રભુ ભજન વિના, તે ફરી ફરી તું નહિ ફાવે. ટેક. ૧
આ અવસર આ દુર્લભ દેહે, ગોવિંદના ગુણ ગાવે;
સફળ કરી લે કુલ સાહ્યબી, પછે પડીશ પસ્તાવે રે. ગઇ૦ ૨
જીવન ઝબકારો જાણ વીજળી, વાર નહિ વહી જાવે;
જ્યાં લગી શ્વાસ ત્યાં લગી ભજ પ્રભુ, દાસપણાને દાવે રે. ,, ૩
પ્રભુ ભજતાં ખોટ ન ખાવે, વેહેપારે લાભ બહુ આવે;
જન નરભો છોટાલાલ પ્રતાપે, જશ હરિના ગાવે રે. ,, ૪

---

૮-૩ મસમસતા— (સુગંધથી). ૯-૩ જીવન ઇ૦—જીવતર વીજળીના ઝબકારા જેવું ક્ષણભંગુર જાણ.

## પદ ૧૦ મું.

સખી પ્રાતઃસમે હરિ હસતા આવે;
મણિમય કુંડળ કાને ધર્યા સખી, કોટિ સૂરજને લજાવે. ટેક. ૧
આભરણ અંગે શ્રીહરિ ધરિયાં, સખી મુજને મોહ ઉપજાવે;
કામકુંવરની છબી કામણગારી, કામબાણ ભોકાવે. સખી૦ ૨
પ્રેમ ભરી પ્રીતમ પાતળિયો, ચટકતી ચાલ ચલાવે;
નીરખવા જાતાં નંદકુંવરવર, નેનઇશારે લલચાવે. સખી૦ ૩
જીવણ જોવા તન મન તલપે, જોતાં સુખ ઉપજાવે;
ગુરૂચરણપ્રતાપથી નરભો, જશ શ્રીરણછોડના ગાવે. સખી૦ ૪

## પદ ૧૧ મું.

### પદ રાગ લલિત.

જાગો જાગો રે ગોપાળ;
નાહી ધોઇ શણગાર સજો પ્રભુ, પરભાત થયું નંદલાલ. ટેક. ૧
ફરી ફરી નીરખી મુખ જોયે, પળે પળે સહુ ગોવાળ;
તમોને ગમતી કમળફૂલની, આરોપું શુભ માળ. જાગો૦ ૨
સુંદરશ્યામ સુંદર છબી નિરખું, ભક્તતણા પ્રતિપાળ;
તુજ મુખ જોવા ગોકુળ સઘળું, ભેળું થયું છે લાલ. જાગો૦ ૩
શ્રીરણછોડરાય ઊઠો ઊઠો, ડાકોરઠાકોર દયાળ;
જન નરભાના સ્વામી રસિયા, નિદ્રા તજો નેન વિશાળ. જાગો૦ ૪

## પદ ૧૨ મું.

આજ અતિ શોભે છે ઘનશ્યામ;

---

૧૧-૪ નેન વિશાળ—વિશાળ નેત્રવાળા.

સુંદરતા સરખાવતાં સખી, લાજે કોટિક કામ. ટેક. ૧
સોનાનો મુગટ હીરે જડિયો, કાનકુંવર શિર છાજે;
મદન મનોહર અધર અરૂણ પર, મોરલી મધુરી રાજે. આજ૦ ૨
જરકશી જામા જરકશી વાગા, ઉપર જરકશીની ઝૂલ;
મોતીની માળા કંઠ વિરાજે, કોણ કરે તેનું મૂલ. આજ૦ ૩
શ્રીરણછોડ રૂપાળા લાલા, વા'લા શ્રી વ્રજરાય;
છોટાલાલપ્રતાપે પ્રભુના, જશ જન નરભો ગાય. આજ૦ ૪

## પદ ૧૩ મું.

છોડીને શ્રીરણછોડ રાય, કરૂં સેવ બીજાની લગાર;
કાપી નાખો કર મારા, તીખી તીખી ધરી તરવાર. ટેક. ૧
દ્વારકાધીશનું ભજન તજીને, ભજું અન્ય દેવ આ વાર;
તો છાતી મારી કઠણ કુઠારથી, છેદો છેદો કહું વાર વાર. છોડીને૦ ૨
કૃષ્ણ વિના ઇશ અન્ય જાણું, કરો મારે માથે મૂશલપ્રહાર;
જન નરભો બીજે પ્રીત કરે તો, જાણો નીચમાં નીચ શ્વપચ લબાર. છોડીને૦ ૩

## પદ ૧૪ મું.

પ્રગટ રણછોડ રાય તજી, કદી જપું બીજાનું નામ;
જીભ કાપો મારી કટારીથી, નથી નથી મારે એનું કામ. ટેક. ૧
લોકની લાજ ધરી મનમાં, કદી છોડું હરિનું નામ;
તાતી કઢા તેલનીમાં, તળવો મને અભિરામ. પ્રગટ૦ ૨
પરવત સાથે ઉચલી પછાડો, જો કરૂં મંત્ર જંત્રનો સંગ;
જન નરભાની દ્રઢતા ડગે તો, ચઢાવી શૂળી રાખો રંગ. પ્રગટ૦ ૩

---

૧૨-૨ અરૂણ—રાતા. ૧૩-૨ કુઠાર—દોહોવાડો. ૩ શ્વપચ—ચાંડાલ. લબાર—લબાડ. ૧૪-૨ અભિરામ—ભલી રીતે.

## પદ ૧૫ મું.

નહિ નહિ ભજું રણછોડરાય વિના;
સાચી પ્રીતિ શ્યામળિયાશું, પૂનમે પૂનમે આવું રંગભીના. ટેક ૧
પૂનમે આવું પૂનમિયા લાવું, રંગ લગાડું રંગ રાતા;
ઓછવ કરતા ધ્યાન તુજ ધરતા, આવે સેવક સહુ ધાતા ધાતા. નહિ૦ ૨
ગોમતીમાં ના'તા સુખિયા થાતા, ભજન તારૂં નિત્ય ભજતા;
માખણ દેતા સાકર લેતા, અંતરથી પ્રભુ નવ ખસતા. નહિ૦ ૩
પાંચમ રહેતા છઠે પળતા, શ્રીરણછોડ રણછોડ જપતા;
જન નરભાના ગુરૂ મળતા, ભજન કરતા ઘર વળતા. નહિ૦ ૪

## પદ ૧૬ મું.

### રાગ પ્રભાત.

રાખ્ય જદુનાથ! મુજ નાથ! તુજ હાથમાં, રખે કોઇ અવર ને હાથ આપે;
કરમના ભોગ દુઃખદા સદા છે પ્રભુ, ભવતણાપાશ તે તુજ કાપે. રાખ્ય૦ ૧
જનમ એળે ગયો જન જન જાચતાં, હીણબુદ્ધિ લહ્યું સરવ સાચું;
ઝાંઝવાં ને જળે તરસ તે કયમ ટળે, કૃષ્ણ કૃપા વિના ક્રોડ કાચું. ,, ૨
કેશ ધોળા થયા મન મેલું રહ્યું, કાળ તાકી રહ્યો જાળ માંડી;
દેવ માણસ વિષે કોઇ સમરથ નથી, કયાં જઉં શ્યામળા શરણ છાંડી. ,, ૩
આવિયો અવસર ચતુર થઇ ચૂકતા, મૂકતા બિરદ બળિયા વિચારી;
કરમને ધરમનું લેણું દેણું નથી, દાસ નરભે ધરી બાંય તારી. ,, ૪

---

૩ અંતરથી—'અંતરાથ્થી' એવો પાઠ છે. ૧૬-૧ અવરને હાથ—બીજાના હાથમાં બતાવ્યામાં ).

## પદ ૧૭ મું.

ચરણકમળની છાંય, રહિયે ચરણકમળની છાંય;
શ્રીરણછોડ કદમ સુખકારક, સુખી રહે આપણી કાય. રહિયે૦ ૧
આગ ન લાગે આ ભવદવની, મરડી ન શકે માય;
કામ ક્રોધ નવ ગ્રહ નવ પીડે, ઝાંખે નહિ જમરાય. રહિયે૦ ૨
મનના માગ્યા મેવા મળેછે, શ્રીરણછોડ કદમ વ્રખ જ્યાંય;
મનનાં માન્યાં સુખ ભોગવીએ, રહી શ્રીહરિ કદમની છાંય. રહિયે૦ ૩
દેવ કરતાં અધિક સુખ આંહી, જે જન ભજે રણછોડરાય;
ગુરૂના ચરણપ્રતાપથી નરભો, ડાકોર માંહી હરિજશ ગાય. રહિયે.૦ ૪

---

# दावानळपान.

## પદ ૧ લું.

એક સમે શ્રીગોકુળમાંથી, ગોવાળ ભેગા થાય જી;
ટોળેટોળાં મળી એકઠાં, ગાયો ચરાવા જાયજી. ૧
શ્રીહરિ બળદેવને રોકયા, માતાએ જાતાં વન જી;
આજ કાનકુંવરને વારૂ, એવું બોલ્યાં વચન જી. ૨
કાનકુંવર તો રડવા લાગ્યા, સખા સંગે જાવા જી;
જશોમતી કહે ઘેર ન રહે તો, આપું ન તુજને ખાવા જી. ૩
વનમાં તું જાયે વિઘન બહુ થાયે, મુજથી ન તે સેંવાય જી;
ગોવાળોને ખીજે માતા જી, નિત્ય નિત્ય આવો શે આંય જી.૪

---

૧૭—૧ કદમ—શ્રીરણછોડજી રૂપી કદંબનું વૃક્ષ અથવા ડગલાં—ચરણ.
૩ કદમવાખ—કદંબવૃક્ષ. ૨ વારૂ—અટકાવું—વનમાં ન જવા દેઉં.

ગોપ સહુ તવ જાવા લાગ્યા, હરિ આકુળવ્યાકુળ થાય જી;
ગુરૂના ચરણપ્રતાપથી, જશ નરભેરામ ગાય જી. ૫

## પદ ૨ જું.

એક બે ડાહ્યા ગોપ આવી, કહે નાગી માતને શીશ જી;
રામને મોકલો અમારી સંગે, ઘેર રાખો જગદીશ જી. ૧
ગાયો ને ચારા વિણ ન ચાલે, જાણો મોરી માત જી;
આજ્ઞા આપી રામને ત્યારે, હદે ઉતરી વાત જી. ૨
રામને જાતા જોઇને શ્રીહરિ, કરવા લાગ્યા રૂદન જી;
ઊઠી ઊઠીને ધાવા લાગ્યા, ગોપ સાથે ગોવિંદ જી. ૩
ગોપ કહે અમો તુજને સાથે, રાખું ન આજનો દિન જી;
માતાજી તો કોપે ભરાયે, કાલે લેશું વન જી. ૪
ગોપનું સુણી ગોવિંદજીને, માઠું લાગ્યું મન જી;
માતાને કહે ખાવું ન મારે, રીસે વદતા વચન જી. ૫
એવી લીલા શ્રીરણછોડની, ગાતાં સુખ બહુ થાય જી;
જન નરભો છોટાલાલપ્રતાપે, ગોવિંદના ગુણ ગાય જી. ૬

## પદ ૩ જું.

ગાયો ચરાવતા ગોપ રામ સહુ, આઘેરા વન ચાલ્યા જી;
આજે કૃષ્ણ નથી અલબેલો, મનથી કો નવ માલ્યા જી. ૧
કૃષ્ણજીને તો રીસ ચઢી છે, ગોપ રામ ગયા મેલી જી;
આજ વિઘન નિશ્ચે ત્યાં થાયે, (પણ) રાખું સહુ રંગરેલી જી. ૨
ગોપ સખાને કષ્ટ પડે બહુ, વળી લાગે ન કષ્ટ લગાર જી;

---

૨–૩ ગોવિંદ—'ગોવન, પાઠ અશુદ્ધ છે. ૩–૨ રંગરેલી—(રંગની રેલ આણીને ).

ફરી ફરી મારા ગુણ ગાવે, તજે ન મુને ક્ષણ વાર જી. ૩
એમ વિચારે મોહન બેઠા, માતા મનાવા આવે જી;
રોટલા ઉપર માખણ લચકો, ગોવિંદને બહુ ભાવે જી.૪
તે દેખીને કૃષ્ણજી ત્યાંથી, ઉઠી ઉઠી નાશી જાય જી;
ગુરૂપ્રતાપે જશ હરિના, જન નરભેરામ ગાય જી. ૫

## પદ ૪ થું.

### પદ રાગ મેવાડો.

ગોવિંદને મનાવે હો, જશોદા માવડી;
મારા સમ કાલે મોકલું હો, ચારવા ગાવડી. ૧
રામ કૃષ્ણ અલબેલા હો, જોઇ મન હરખાઉં;
નિત્ય નિત્ય નવલાં હો, ચરિત તારાં ગાઉં. ૨
વિઘન ઘણાં થાયે હો, જ્યારે તું વન જાયે;
જીવ મારો ન જંપે હો, આકુળવ્યાકુળ થાયે. ૩
શ્યામસુંદર કાલા હો, આવ્ય ઓછંગે લેઉં;
માન માન તું મારૂં હો, શીખામણ હું દેઉં. ૪
ખાવા તુને આપું હો, માખણ રોટલો;
રમવા કાજે તારે હો, આપણો ઓટલો. ૫
એમ કહી ઝટ સાહ્યા હો, દેવ મુરારિને;
છાતી સરશ્યા દાબ્યા હો, જુએ ધારી ધારીને. ૬
એમ મોહન મનાવ્યા હો, જુગત કરી માતે;
ખાવા બેસાડ્યા હો, વળગાડી વાતે. ૭
એ રસિકરૂપ અંતર હો, મારામાં ઠરજો;
ગાય જશ જન નરભો હો, હરિ કિરપા કરજો. ૮

---

૪-૮ મારામાં—મારા અંતરમાં.

### પદ ૫ મું.

ગોપ ગાયો ચરાવે હો, લાગ્યો દાવાનળ મોટો;
ચારેપાસે ફરી વળિયો હો, અગનકેરો ગોટો. ૧
શું કરવું ક્યાં જાઉં હો, નથી સૂઝતું એકે;
ઝાડ પા'ડ પશુ પંખી હો, બળે થોકે થોકે. ૨
ગાય ગોપ નાસે હો, ન શકે નીસરી;
તરફડિયાં ઘણાં મારે હો, અગન કેમ થાય પરી. ૩
ધાઇ ધાઇ ટોળે મળતાં હો, આથડી પડે ભૂમાંહી;
શ્રીકૃષ્ણ કૃષ્ણ ભાખે હો, અરે જઇએ ક્યાંહી. ૪
કાળી કાબરી ધોળી હો, ગાયો આંસુ ભરતી;
શ્રીનટવર વરનું હો, ધ્યાન હૈડે ધરતી. ૫
વાંસ વૃક્ષ ફાટે હો, પક્ષી ચીસો નાખે;
તેને કોણ ઉગારે હો, શ્રીહરિવર પાખે. ૬
સહુ ગોપ આવી હો, રામને ભેટી પડતા;
હવે શું કરશું હો, પ્રભુવિણ થયા નરતા. ૭
રામ ધીરજ આપે હો, સર્વે આહીરને;
ધ્યાન શ્રીરણછોડનું હો, ધરો ટળે પીડને. ૮
સુણી એવી વાણી હો, ગોપ સહુ ધ્યાન ધરે,
ગુરૂપ્રતાપે હો, જશ ગાઇ નરભો તરે. ૯

### પદ ૬ ઠું.

જય જય શ્રીરણછોડ રાય, વા'રે વામન ચઢજો;
પ્રભુ માણતણા આધાર, વા'રે વામન ચઢજો. ૧

---

૫ શ્રીનટવર–અર્થાત્ સર્વોત્તમ નટ—કૃષ્ણ.

અમે પાપી પામર પ્રાણ, વા'રે વામન ચઢજો;
વિનતિ સુણજો કાન, વા'રે વામન ચઢજો. ૨
અમો દવમાં પીડાઉં અપાર, વા'રે વામન ચઢજો;
તમો છો અમારા આધાર, વા'રે વામન ચઢજો. ૩
તમે ઉગાર્યાં બહુ વાર, વા'રે વામન ચઢજો;
વીસરિયે ક્યમ આ વાર, વા'રે વામન ચઢજો. ૪
અગાસુર બગાસુર મહારાજ, વા'રે વામન ચઢજો;
પાપી પમાડ્યા હાર, વા'રે વામન ચઢજો. ૫
માશીપૂતના મારી તમે, વા'રે વામન ચઢજો;
શબરીનાં ખાધાં બોર, વા'રે વામન ચઢજો. ૬
શિલા તારી ત્રિકમ તમે, વા'રે વામન ચઢજો;
અમો તમારા દાસ, વા'રે વામન ચઢજો, ૭
આવા દુઃખે સ્તુતિ ન થાય, વા'રે વામન ચઢજો;
ક્ષમા કરો અપરાધ, વા'રે વામન ચઢજો. ૮
એવી સ્તુતિ કરે ગોવાળ, વા'રે વામન ચઢજો;
તે જાણ થયું મોરાર, વા'રે વામન ચઢજો. ૯
જમતાં હાથ ધોયા હરિ, વા'રે વામન ચઢજો;
ન કહી માતાને વાત, વા'રે વામન ચઢજો. ૧૦
ધાયા વાંસળી લેઇ હાથ, વા'રે વામન ચઢજો;
શ્રી દ્વારિકાનો નાથ, વા'રે વામન ચઢજો. ૧૧
નાઠા દીઠા શ્રીરણછોડ, વા'રે વામન ચઢજો;
માતા પામી આશ્ચર્ય અપાર, વા'રે વામન ચઢજો. ૧૨
શું સાંભર્યું એવું કા'નને, વા'રે વામન ચઢજો;
જશોમતી માવડી પૂઠે પળાય, વા'રે વામન ચઢજો.

### પદ ૫ મું.

ગોપ ગાયો ચરાવે હો, લાગ્યો દાવાનળ મોટો;
ચારેપાસે ફરી વળિયો હો, અગનકેરો ગોટો. ૧
શું કરવું ક્યાં જાઉં હો, નથી સૂઝતું એકે;
ઝાડ પા'ડ પશુ પંખી હો, બળે થોકે થોકે. ૨
ગાય ગોપ નાસે હો, ન શકે નીસરી;
તરફડિયાં ઘણાં મારે હો, અગન કેમ થાય પરી. ૩
ધાઇ ધાઇ ટોળે મળતાં હો, આથડી પડે ભૂમાંહી;
શ્રીકૃષ્ણ કૃષ્ણ ભાખે હો, અરે જઇએ ક્યાંહી. ૪
કાળી કાબરી ધોળી હો, ગાયો આંસુ ભરતી;
શ્રીનટવર વરનું હો, ધ્યાન હૈડે ધરતી. ૫
વાંસ વૃક્ષ ફાટે હો, પક્ષી ચીસો નાખે;
તેને કોણ ઉગારે હો, શ્રીહરિવર પાખે. ૬
સહુ ગોપ આવી હો, રામને ભેટી પડતા;
હવે શું કરશું હો, પ્રભુવિણ થયા નરતા. ૭
રામ ધીરજ આપે હો, સર્વે આહીરને;
ધ્યાન શ્રીરણછોડનું હો, ધરો ટળે પીડને. ૮
સુણી એવી વાણી હો, ગોપ સહુ ધ્યાન ધરે;
ગુરૂપ્રતાપે હો, જશ ગાઇ નરભો તરે. ૯

### પદ ૬ ઠું.

જય જય શ્રીરણછોડ રાય, વા'રે વામન ચઢજો;
પ્રભુ પ્રાણતણા આધાર, વા'રે વામન ચઢજો. ૧

---

૫ શ્રીનટવર-અર્થાત્ સર્વોત્તમ નટ—કૃષ્ણ.

## પદ ૧ લું.

પ્યારા તારી મારી પ્રીત ન છૂટે રે. ટેક.
લાગી છે પ્રીત તુજ શ્યામ સુંદર વર;
જેમ હીરો ફોડ્યો ના ફૂટે રે. પ્યારા૦ ૧
સમજી વિચારી પ્રીત તુજશુ જોડી;
કોઈની તોડાવી ન તૂટે રે. પ્યારા૦ ૨
જોડી પ્રીત જાણી સાચા સનેહી;
દુરિજન છોને રૂઠે રે. પ્યારા૦ ૩
નરભેરામના પ્યારા ન છોડું;
છોને જગત શિર કૂટે રે. પ્યારા૦ ૪

## પદ ૨ જું.

તારી મારી લગની લાગી રે. ટેક.
લાગી લગની તુજશુ જીવણ;
જેમ સોનું મળે સોહાગી રે. તારી૦ ૧
લગની લાગી મારો સફળ જનમ થયો;
દુર્મતિ સહુ દૂર ભાગી રે. તારી૦ ૨
શ્યામ મળ્યા સહુ કાજ સુધરી ગયું;
વાત બની મન માગી રે. તારી૦ ૩
નરભાના નાથ નેન આગે રહો;
એ માગું ગાજી ગાજી નાથ સોહાગી રે. તારી૦ ૪

---

૧ સોનું ઇ૦—જેમ સોનું ( સોનાના અલંકાર ) અને તેનો સોહાગી ( વરણાગિયો ) પેહેરનાર મળે તેની પેઠે. ૨ દુર્મતિ—નઠારી બુદ્ધિ.

વિઠલ વર દોડે ઘણું, વા'રે વામન ચડજો;
માતાને ચઢે છે શ્વાસ, વા'રે વામન ચડજો. ૧૪
માતા ચીસો પાડે અપાર, વા'રે વામન ચડજો;
કહ્યા વિણ નાઠો શું જાય, વા'રે વામન ચડજો. ૧૫
એમ આગળ હરિ પૂઠે માવડી, વા'રે વામન ચડજો;
જશ જન નરભો ગાય, વા'રે વામન ચડજો. ૧૬

## પદ ૭ મું.

પ્રભુ નાઠા આવ્યા વન માંહી, વાંસળી મધુરી બજાવે જી;
દવમાં બળતાં ગોપ ગાયોને, વાલો સુખ ઉપજાવે જી. ૧

વાંસળીકેરો સ્વર સુણતાં, શાતા વળી છે તન જી;
ગોપ ગયા ધેરયાં સહુ સાથે, મળવા પ્રાણજીવન જી. ૨

ગોવિંદજી એ આજ્ઞા દીધી, સખા મીચો લોચન જી;
દાવાનળ શાંત થઇ જાયે, તમે મારૂં તન મન ધન જી. ૩
ગોપ સખાએ આંખો મીચી, હરિએ લીધો હાથ હુતાશન જી;
પાણીની પેરે અગની ને, પ્રભુએ કીધો પ્રાશન જી. ૪

આહીર સઘળા શ્રીરણછોડને, આવી પાગે પડિયા જી;
એવે માત પોકાર સુણતાં, હરિ ઘણું હડભડિયા જી. ૫

પાછા ગોપ સખાની સાથે, વળી માતને નમતા જી;
રામ માતને વાત સમજાવી, કરી તન મન શમતા જી. ૬

ગોપ સખા કહે કૃષ્ણજી તમને, મૂકી ન આવું કો કાળ જી;
સાથે પ્રભુ તમે હો ત્યારે, વિઘન સહુ આળપંપાળ જી. ૭
એ સહુ લીલા શ્રીરણછોડની, મથુરાથી દ્વારકા ખસિયા જી;
બોડાણાપ્રતાપે દ્વારકાથી, ડાકોર આવી વસિયા જી. ૮
તે શ્રીહરિનાં દરશન નિશદિન, પૂર્વને પુણ્યે પમાયે જી;
ગુરૂના ચરણ પ્રતાપે કરીને, જશ નરભેરામ ગાય જી. ૯

## પદ ૧ લું.

પ્યારા તારી મારી પ્રીત ન છૂટે રે. ટેક.
લાગી છે પ્રીત તુજ શ્યામ સુંદર વર;
જેમ હીરો ફોડચો ના ફૂટે રે. પ્યારા૦ ૧
સમજી વિચારી પ્રીત તુજશુ જોડી;
કોઇની તોડાવી ન તૂટે રે. પ્યારા૦ ૨
જોડી પ્રીત જાણી સાચા સનેહી;
દુરિજન છોને રૂઠે રે. પ્યારા૦ ૩
નરભેરામના પ્યારા ન છોડું;
છોને જગત શિર કૂટે રે. પ્યારા૦ ૪

## પદ ૨ જું.

તારી મારી લગની લાગી રે. ટેક.
લાગી લગની તુજશુ જીવણ;
જેમ સોનું મળે સોહાગી રે. તારી૦ ૧
લગની લાગી મારો સફળ જનમ થયો;
દુર્મતિ સહુ દૂર ભાગી રે. તારી૦ ૨
શ્યામ મળ્યા સહુ કાજ સુધરી ગયું;
વાત બની મન માગી રે. તારી૦ ૩
નરભાના નાથ નેન આગે રહો;
એ માગું ગાજી ગાજી નાથ સોહાગી રે. તારી૦ ૪

---

૧ સોનું૦—જેમ સોનું (સોનાના અલંકાર) અને તેનો સોહાગી (વરણાગિયો) પેહેરનાર મળે તેની પેઠે. ૨ દુર્મતિ—નઠારી બુદ્ધિ.

વિઠલ વર દોડે ઘણું, વા'રે વામન ચઢજો;
માતાને ચઢે છે શ્વાસ, વા'રે વામન ચઢજો. ૧૪
માતા ચીસો પાડે અપાર, વા'રે વામન ચઢજો;
કહ્યા વિણ નાઠો શું જાય, વા'રે વામન ચઢજો. ૧૫
એમ આગળ હરિ પૂંઠે માવડી, વા'રે વામન ચઢજો;
જશ જન નરભો ગાય, વા'રે વામન ચઢજો. ૧૬

## પદ ૭ મું.

પ્રભુ નાઠા આવ્યા વન માંહી, વાંસળી મધુરી બજાવે જી;
દવમાં બળતાં ગોપ ગાયોને, વાલો સુખ ઉપજાવે જી. ૧

વાંસળીકેરો સ્વર સુણતાં, શાતા વળી છે તન જી;
ગોપ ગયા ઘેરયાં સહુ સાથે, મળવા પ્રાણજીવન જી. ૨

ગોવિંદજી એ આજ્ઞા દીધી, સખા મીંચો લોચન જી;
દાવાનળ શાંત થઇ જાયે, તમે મારૂં તન મન ધન જી. ૩
ગોપ સખાએ આંખો મીચી, હરિએ લીધો હાથ હુતાશન જી;
પાણીની પેરે અગની ને, પ્રભુએ કીધો પ્રાશન જી. ૪

આહીર સઘળા શ્રીરણછોડને, આવી પાગે પડિયા જી;
એવે માત પોકાર સુણતાં, હરિ ઘણું હડભડિયા જી. ૫

પાછા ગોપ સખાની સાથે, વળી માતને નમતા જી;
રામ માતને વાત સમજાવી, કરી તન મન શમતા જી. ૬

ગોપ સખા કહે કૃષ્ણજી તમને, મૂકી ન આવું કો કાળ જી;
સાથે પ્રભુ તમે હો ત્યારે, વિઘન સહુ આળપંપાળ જી. ૭
એ સહુ લીલા શ્રીરણછોડની, મથુરાથી દ્વારકા ખસિયા જી;
બોડાણાપ્રતાપે દ્વારકાથી, ડાકોર આવી વસિયા જી. ૮
તે શ્રીહરિનાં દરશન નિશદિન, પૂર્વને પુણ્યે પમાયે જી;
ગુરૂના ચરણ પ્રતાપે કરીને, જશ નરભેરામ ગાય જી. ૯

## પદ ૧ લું.

પ્યારા તારી મારી પ્રીત ન છૂટે રે. ટેક.
લાગી છે પ્રીત તુજ શ્યામ સુંદર વર;
જેમ હીરો ફોડયો ના ફૂટે રે. પ્યારા૦ ૧
સમજી વિચારી પ્રીત તુજશુ જોડી;
કોઇની તોડાવી ન તૂટે રે. પ્યારા૦ ૨
જોડી પ્રીત જાણી સાચા સનેહી;
દુરિજન છોને રૂઠે રે. પ્યારા૦ ૩
નરભેરામના પ્યારા ન છોડું;
છોને જગત શિર કૂટે રે. પ્યારા૦ ૪

## પદ ૨ જું.

તારી મારી લગની લાગી રે. ટેક.
લાગી લગની તુજશુ જીવણ;
જેમ સોનું[1] મળે સોહાગી રે. તારી૦ ૧
લગની લાગી મારો સફળ જનમ થયો;
દુર્મતિ[2] સહુ દૂર ભાગી રે. તારી૦ ૨
શ્યામ મળ્યા સહુ કાજ સુધરી ગયું;
વાત બની મન માગી રે. તારી૦ ૩
નરભાના નાથ નેત આગે રહો;
એ માગું ગાજી ગાજી નાથ સોહાગી રે. તારી૦ ૪

---

૧ સોનું ઇ૦—જેમ સોનું (સોનાના અલંકાર) અને તેનો સોહાગી (વરણાગિયો) પેહેરનાર મળે તેની પેઠે. ૨ દુર્મતિ—નઠારી બુદ્ધિ.

## પદ ૩ જું.

પ્યારા તારૂં મારૂં મન માન્યું રે. ટેક.
મન કર્મ વચને હું થઇ તારી;
અંતર એહ ઉતાર્યું રે. પ્યારા૦ ૧
સત્ય એક શ્યામ સુંદર વર;
બીજું અસત્ય કરી જાણ્યું રે. પ્યારા૦ ૨
મન માન્યું રણછોડ તુંજ ચરણે;
સહુ જગત જૂઠ પિછાણ્યું રે. પ્યારા૦ ૩
ગુરૂકૃપાથી નાથ ન છોડું;
કહે નરભો એ સુખ માણ્યું રે. પ્યારા૦ ૪

## પદ ૪ થું.

કાના તારો મારો જીવ એક રે. ટેક.
શ્રીરણછોડ રસિક પ્રભુ પ્યારા;
તુજ નામની ધારી મેં ટેક રે. કાના૦ ૧
તમે પ્યારા મારા જીવનું જીવન;
સહુ રીતે સુખદાએક રે. કાના૦ ૨
તું મુજ સ્વામી હું ચેલી ચરણની;
એવી અચળ મારી ટેક રે. કાના૦ ૩
નરભેરામના નાથ! ચરણથી;
દૂર ન રહું હું નેક રે. કાના૦ ૪

---

૨ સુખદાએક—સુખદાયક. ચેલી—શિષ્યા, અર્થાત દાસી. તમારા ચરણની સેવા કરનારી દાસી જેવો હું છું.

# ઉદ્ધવજીનો સંદેશો.

## પદ ૧ લું.

પરીક્ષિત્ પૂછે રે, કહો શુકજી સારા;
ગોકુળમાં વસિયા રે, શ્રીરણછોડ પ્યારા. ટેક. ૧
ગોપિકા સંગે રંગે રમિયા, કાન કુંવરવર કાલા રે;
પ્રેમ પ્યારીના પ્રીતમ છોડી, મથુરા વસિયા વા'લા રે. કહો૦ ૨
મથુરા વસિયા નંદકુંવર રસિયા, નંદજશોદાશુ ન ધસિયા રે;
ફરીને હરીએ સ્મરણ ન કીધું, નંદજશોદા ઉર વસિયા રે. કહો૦ ૩
એ પૂછું હું શુકજી તમને, નિવારો મુજ સંદેહ રે;
જન નરભાના કોડ પૂરણ પ્રભુ, ફરી નવ ધરવી આ દેહ રે. કહો૦ ૪

## પદ ૨ જું.

શુકજી કહેછે રે, સુણય પરીક્ષિતરાયા;
ઉત્તર આપું રે, તું ધરે પ્રભુ પર માયા. ટેક. ૧
જેના પાર ન પામે કોઇ, બ્રહ્મા સનકાદિક દેવ રે;
લીલા એવી હરિની સુણતાં, પાવન થાય તતખેવ રે. સુણય૦ ૨
હરિએ ઉદ્ધવજીને મોકલિયા, ઘણે કાળે ઘણે દન રે;
સમાચાર માતપિતાના, સુણવા થયું છે મન રે. સુણય૦ ૩
ગોપી પ્રેમ વીસરૂં કેમ ઉદ્ધવ પળવા તલપે તન રે;
ગોપી ગોપ જશોદા નંદજી, [illegible] તન મન ધન રે. સુણય૦ ૪
ઉદ્ધવ આજ્ઞા લેઇ ગોકુળ આ[illegible] વસે ગોપી જશોદાનંદ રે;
જન નરભાના કોડ પૂરણ [illegible] લા ગાઉં આનંદકંદ રે. સુણય૦

૩ ધસિયા—(ફરી મળવાને). ૨ સનકાદિક દેવ—સનક ઋષિઓ અને દેવો.

### પદ ૩ જાું.

આવ્યા આવ્યા રે, ઉદ્ધવ નંદઘેર;
સાધી સાધી રે, રણછોડે રૂડી પેર. આવ્યા૦ ૧
બેઠા બેઠા રે, નંદજીની પાસ;
લાગ્યા લાગ્યા રે, વદવા થૈ ઉદાસ. આવ્યા૦ ૨
મોકલિયા મોકલિયા રે, શ્રીહરિએ તમને;
સારૂં સારૂં કીધું રે, દુઃખના દિન અમને. આવ્યા૦ ૩
નથી નથી વદાતું રે, શ્યામળિયે જે કીધું;
સુખ સુખ દાખ્યું રે, અંતે દુઃખ દીધું. આવ્યા૦ ૪
એવે એવે રે, ગોપિકાએ સુણ્યું;
આવ્યા આવ્યા રે, ઉદ્ધવ કો ભણ્યું. આવ્યા૦ ૫
ધાઇ ધાઇ રે, ટોળે મળતી ગોપી;
કા'વું કા'વું રે, મરજાદા લોપી. આવ્યા૦ ૬
ગુરૂપ્રતાપે રે, કોડ પૂરણ થાય;
જશજન નરભો રે, શ્રીહરિના ગાય. આવ્યા૦ ૭

### પદ ૪ થું.

ભલે ઉદ્ધવ આવ્યા દુઃખ જાણી રે;
શું ગોવિંદે દયા મન આણી રે. ભલે૦ ૧
વા'લાજીને કે'જો વિનવી વાત રે;
વારૂ કીધો વિશ્વાસઘાત રે. ભલે૦ ૨
તમને નગણા ન જાણ્યા નાથ રે;
તમે કીધાં અમને અનાથ રે. ભલે૦ ૩
પ્રેમ એવો કરચો કિમ પ્યારા રે;
જે વીસારી થયા તમે ન્યારા રે. ભલે૦ ૪

---

૪ કિમ—કેમ.

અંતરજામી અંતરના જાણુ રે;
શું કહીએ આકેરી વાણુ રે. ભલે૦ ૫
આગને આપે રાખ્યાં હોત ઘનશ્યામ રે;
નવ દેત તમારૂં નામ રે. ભલે૦ ૬
તુજ દરશનથી રાજી થઇએ રે;
નિશદિન આનંદમાં રહીએ રે. ભલે૦ ૭
એવો દિન ફરી ક્યારે આવે રે;
ઉદ્ધવ એમ ધેર્યા કંઇ ગાવે રે. ભલે૦ ૮
તમને ગોકુલ્યા તેડવા માટ રે;
કે ગોવિંદ આવે આ વાટ રે. ભલે૦ ૯
વદો વદો ભકત મહારાજ રે;
જોયો થાય અમારૂં કાજ રે. ભલે૦ ૧૦
એમ વદતી આંસુ ભરતી રે;
ગોપિકાઓ મુશકે રડતી રે. ભલે૦ ૧૧
ઉજળાઓ શકુને વારી રે;
આવશે આવશે મોરારી રે. ભલે૦ ૧૨
કહાવ્યું હરિએ ગાપી સંગે રે;
અબળા મેં રાખી હરખંગે રે. ભલે૦ ૧૩
પ્રીત તેમની કદી નવ ભૂલું રે;
ફુલાવ્યો હું તેમનો ફૂલું રે. ભલે૦ ૧૪
સાચો સ્નેહ સાંધ્યો શ્યામળા સાથ રે;
રાખ્યા રાખ્યા મનુ ધરી હાથ રે. ભલે૦ ૧૫
ધન્ય ધન્ય ભાગ્ય વ્રજની નારી રે;
તમ દરશનની બલિહારી રે. ભલે૦
આવ્યો તમ દરશનને માટે રે;

તમે ભક્તિ કરી શિર સાટે રે. ભલે૦ ૧૭
તમારી તુલના તમે એક રે;
શ્રીરણછોડની ધારી ટેક રે. ભલે૦ ૧૮
જઇ મોકલું શ્રીવનમાળી રે;
ધીરજ ધરો તમે સહુ બાળી રે. ભલે૦ ૧૯
એમ વચન ઉદ્ધવ કે'તા રે;
આગન્યા ગોપીની લેતા રે. ભલે૦ ૨૦
નંદરાયને ઉઠી ભેટ્યા રે;
જશોદા વદે દુઃખ બહુ વેઠ્યાં રે. ભલે૦ ૨૧
કે'જો કાનાને ઉદ્ધવ એવું રે;
ન ઘટે ઘડપણમાં દુઃખ દેવું રે. ભલે૦ ૨૨
અમને આશ હતી પ્રભુ તારી રે;
વૃદ્ધપણે સુખી કરે મોરારી રે. ભલે૦ ૨૩
હું આશાભંગ થઇ માડી રે;
કા'ના કેમ થયો તું અનાડી રે. ભલે૦ ૨૪
ઉછેરી મોટો મેં કીધો રે;
પારકે હાથે હવે દીધો રે. ભલે૦ ૨૫
કે'જો દયા કરે રણછોડ રે;
વિનવે માતા કરજોડ રે. ભલે૦ ૨૬
ઉધ્ધવ કહે જશોદા માડી રે;
હરિ સંભારે દાડી દાડી રે. ભલે૦ ૨૭
પ્રભુએ મોકલ્યો મુજને આજ રે;

---

૧૮ તમારી ઇ૦—અર્થાત્ તમારી બરોબરી કરી શકે એવું બીજું કાંઇ જગતમાં નથી.

તમારાં દરશન કરવા કાજ રે. ભલે૦ ૨૮
થોડે દિને આવે નંદલાલ રે;
શ્રીહરિ તમારો બાળ રે. ભલે૦ ૨૯
માતા પૂર્વે પુણ્ય બહુ કીધાં રે;
હરિએ કુંવર થઇ સુખ દીધાં રે. ભલે૦ ૩૦
હવે આજ્ઞા મુજને દીજે રે;
સમાચાર સુણી પ્રભુ રીઝે રે. ભલે૦ ૩૧
એવું કહીને ઉધ્ધવ વળતા રે;
માતાને ચરણે નમતા રે. ભલે૦ ૩૨
ગુરૂપ્રતાપે નરભો ગાય રે;
સુખ વદે શ્રીરણછોડરાય રે. ભલે૦ ૩૩

## પદ ૫ મું.

માત જશોદા તાત નંદજી, ઉદ્ધવ પાયે નમિયા;
ગોપિકાને નેન ફેરવી નમિયા, મથુરા ભણી તે પળિયા. માત૦ ૧
મથુરા આવી માધવને મળિયા, તનના તાપ સહુ શમિયા;
સમાચાર પૂછે શ્યામળિયો, જોયું ગોકુળ જ્યાં રમિયા. માત૦ ૨
કે' ઉદ્ધવ આંસુ ભરે નંદજશોદા, તેને પ્રથમ હરિ નમિયા;
ગોપિકાઓ દુઃખ ધરે બહુ, ક્યમ કહું પ્રભુ દમિયા. માત૦ ૩
નંદઘેર ખાધું નંદઘેર પીધું, જશોદા હાથ ઉછરિયા;
તેને દુઃખ દેવું નથી ઘટતું, ત્રિકમ તોરના ભરિયા. માત૦ ૪
ઉધ્ધવ વાણી સુણતાં શ્રીહરિ, હૃદે થયા ગળગળિયા;
ગોકુળ આવી નંદજશોદા, ગોપિકાને હરિ મળિયા. માત૦
તે શ્રીરણછોડ ડાકોર આવ્યા, ભક્ત ભલા મન વસિયા;
જન નરભેરામ ગુણ શું ગાયે, ગોપીજનના રસિયા. માત૦

## પદ ૧ લું.

દાસ ભાવ જો આવે રે, દાસ ભાવ જો આવે;
જે પદ દાસ હરિના પામે, તે બ્રહ્માદિક નહિ પાવે. દાસ૦ ૧
બીજાને જે મોટો કરી માને, આપે નાનો કહાવે;
માનરહિત થઇ સત્ય જે ભાખે, તે મારે મન ભાવે. દાસ૦ ૨
એક રણછોડ સહુ ઘટમાં દેખે, દુર્મતિથી દૂર રહાવે;
સહુ વસ્તુમાંથી પ્રીત તજીને, શ્રીરણછોડ જશ ગાવે. દાસ૦ ૩
હોય પ્રેમઆધીન સેવક, કુળ અભિમાન નસાવે;
સે'જે સે'જે રણછોડ ભજે, તેને જઇ શીશ નમાવે. દાસ૦ ૪
ગુરૂપ્રતાપે સાધુ સંગત કરશે, ફરી જનમ નહિ આવે;
જન નરભાને ગુરૂ મળિયા જ્ઞાની, સહુ સંશય દૂર પળાવે. દાસ૦ ૫

## પદ ૨ જું.

ચોરી કરવા શીખ્યા મોરાર;
મરમ તેનો કોઇ ન જાણે, ચપળ નંદકુમાર. ટેક. ૧
દહીં દૂધ માખણ ચોરે, ગોપના ઘરનાં સાર;
ખાય ખવરાવે મોહન, બાળક મરકટને અપાર. ચોરી૦ ૨
સૂનાં મંદિર ઉઘાડી પેસે, ઘર માંહે શ્રીગોપાળ;
છાની વસ્તુ સહુ ખોળી કાઢે, શ્યામળિયો તતકાળ. ,, ૩
શીંકે ગોરસ પહોચે નવ ત્રિકમ, લાકડી મારી ફોડે માટ;
ગોપિકાને આવતી દેખી, નાસે શ્યામ ઊભી વાટ. ,, ૪
પૂઠળ ધાયે પ્રેમદા, કરતી અતિ પોકાર;
જન નરભાના સ્વામી કેમે, હાથ ન આવે લગાર! ,, ૫

---

૩ ઘટમાં—દેહમાં.

### પદ ૩ જું.

ગોપીના ઘરમાં રે, પેઠા ગોવિંદ જી;
છાની આવી નારી રે, સાંયા બાળમુકુંદ જી. ગોપી૦ ૧
કટિએ બેસાડ્યા રે, શ્રીજદુવીરને;
આજ સોંપું જશોદાને રે, શ્યામશરીરને. ગોપી૦ ૨
નિત્ય નિત્ય ભાંજે રે, ગોરસ માટ મારાં;
આજ કહું જશોદાને રે, ચરિત્ર સઘળાં તારાં. ગોપી૦ ૩
જશોદાજી જુઓ રે, આ કુંવર તમ કાલો;
ઘરમાં એ પેઠો રે, આજ એને ઝાલ્યો. ગોપી૦ ૪
જશોદા માવડી રે, કુંવરને નથી વારતાં;
જન ઘરમાં ઘણું કરે છે રે, તમે નથી માનતાં. ગોપી૦ ૫
એટલે મોહનલાલ રે, ઘરમાંથી આવ્યા;
ગોપીપુત્ર રે, ગોપી કેડે સુહાવ્યા. ગોપી૦ ૬
જશોદા કહે છે રે, ગોપી તું ઘેલી થઇ;
તુજ કટિએ રે, કુંવર તારો સહી. ગોપી૦ ૭
ગોપી પડી ખિસિયાણી રે, એવા શ્રીહરિ;
ગાયજશ જન નરભો રે, શ્રીહરિની બાંય ધરી. ગોપી૦ ૮

### પદ ૪ થું.

શ્રીરણછોડનાં રે, ચરિત્ર પ્રેમે ગઇએ;
ગાતાં સુણતાં રે, તૃપ્ત નવ થઇએ. શ્રીરણછોડ૦ ૧
ગોપિકાની ગાયો રે, ગોવિંદ ધાવી જાતા;
અકાળે વાછરું રે, છોડી ખુશી થાતા. ,, ૨
માખણચોર નામ રે, ધરાવ્યું શ્રીહરિ;
જન નરભો શું ગાય રે, વિઠલગુણ ફરી ફરી. ,,

# દામોદરબંધન.

## પદ ૧ લું.

માતા પાસે માગે રે, ગોવિંદ માખણ રૂડું;
ખવડાવે ખાંતે રે, માતનું હરખે હૈડું. માતા૦ ૧
એક સમયે રે, કાને ખાવા માગ્યું;
માતે કહ્યું ગાવડી દો'વી રે, તે મનમાં લાગ્યું. ,, ૨
ઘરમાં પ્રભુ આવ્યા રે, માટ મહીનાં ઢોળ્યાં;
તાળામાં ઘાલ્યાં રે, તે તોડી ફોડયાં. ,, ૩
જશોદાના ઘરમાં રે, મહી રેલમરેલા;
કાનકુંવર ખાય રે, નાચે ઘણું અલબેલા. ,, ૪
માત દૂધ દોહીને રે, ઘરમાંહી આવ્યાં;
ગોવિંદજીના મનમાં રે, તે તો નવ ભાવ્યાં. ,, ૫
કાના ! આશું કીધું રે, ક્રોધે બોલી માડી;
એટલામાં હરિએ રે, ઝડપી દોણી પાડી. ,, ૬
માતા આવું દેખી રે, કોપે બહુ ભરાયે;
ગુરૂપ્રતાપે રે, જશ નરભો ગાયે. ,, ૭

## પદ ૨ જું.

જશોદા માવડી રે, ધાઇ મારવા;
કાન કુંવર નાઠા રે, પૂઠે દોડી ધારવા. જશોદા૦ ૧
પ્રભુ પાગેલાગે રે, મહી નહિ ઢોળું માતા;
ખાવા મુને ન આપ્યા રે, માતા તે તો તાતા. ,, ૨
શીખામણ તેની રે, દેવા કાજે કીધું;
માતા મારવા આવે રે, તેણે તારૂં શું સીધ્યું. ,, ૩

નંદકુંવરનાં રે, વચન આવાં સુણી;
માતા કોપે ભરાણી રે, શીશ આવ્યું ધૂણી. ૪
કહે નરભેરામ રે, કાને કીધું તે દાખ્યું;
શ્રીનટવરનાં રે, ચરિત્ર નવલાં ભાખ્યું. „ ૫

## પદ ૩ જું.

માતાએ આજ્ઞા રે, દાસીને દીધી;
લાવ લાવ દામણું રે, કા'ને પીડા દીધી. માતાએ૦ ૧
ઢોળ્યાં મહીમાટલાં રે, માટે શિક્ષા દેવી;
આજ બતાવું એને રે, હું કોપે કેવી. „ ૨
દાસી દામણું લાવે રે, એવી સુણી વાણ્ય;
કા'ન ત્યાંથી નાઠા રે, વાળી મૂઠિયો પાણ્ય. „ ૩
ત્યારે જશોદાજી રે, સુત પૂઠે ધાય;
ઓ સાહ્યો ઓ સાહ્યો રે, મુખે વદતી જાય. „ ૪
જેનું જોગી ધરે ધ્યાન રે, જપે મુખથી જાપ;
તેને ગ્રે'વા રે, ધાય જશોમતી આપ. „ ૫
બળવંત ધનવતને રે, પ્રભુ નથી મળતા;
ભક્ત પૂઠે ભાવે રે, પ્રીતમજી પળતા. „ ૬
તેમ આગળ અલબેલો રે, પૂઠે માતા જાયે;
જશોદાને દોડતાં રે, મુખે શ્વાસ ન માચે. „ ૭
થાક્યાં જશોદાજી રે, વિકળ થયો છે વેશ;
પગઠોકરે પડતાં રે, છૂટે શિરના કેશ. „ ૮
માતાને જોઇને રે, થયા પ્રભુ કૃપાળ;

---

૨ કોપે—કોપમાં કુપિત થાઉં ત્યારે. ૩ પાણ્ય—પાણિ( હાથ )ની.

ઊભા રહી હરિ રે, પકડાયા તતકાળ. માતાએ૦ ૯
એવા પ્રભુ કરૂણાસિંધુ રે, ગુજરાતે આવ્યા;
જન નરભાના સ્વામી રે, ડાકોર સોહાવ્યા. ,, ૧૦

## પદ ૪ થું.

બીક ધરી કાને રે, અતિશે મનમાં;
જશોદાજી કોપ્યાં રે, કે' લાવું બંધનમાં. બીક૦ ૧
સુતમહિમા ન જાણ્યો રે, માયાથી મોહ પામી;
પ્રભુ પૂરણબ્રહ્મ રે, ચૌદ ભુવનનો સ્વામી. ,, ૨
શ્રીરણછોડ રૂડો રે, જગત રૂપે કે'વાયે;
તે હરિ દામણે રે, હવે કેમ બંધાયે. ,, ૩
એ સહુ હરિજશ રે, ગાતાં મન હરખાયે;
છોટાલાલપ્રતાપે રે, નરભો પાવન થાયે. ,, ૪

## છપ્પા.

દામણ બાંધે માત, તેહ લીલા હું વખાણું;
ગુરૂપ્રતાપે આજ, બીજો અક્ષર નવ જાણું;
દામણું દાસી દીધ, માત બંધન હરિ કીધું;
ખૂટ્યું અંગુલિ[1] ચાર, અન્ય તવ માતે લીધું;
તે પણ ત્યાં પહોચી નવ વળ્યું, એવા શ્રીહરિ આપ છે;
કે' નરભો જશોદા માવડી, એ સહુ હરિપ્રતાપ છે. ૧
ત્રીજું ગાંઠ્યું માત, તેહ પણ ટૂંકું પડતું;
ભેગાં કીધાં અનેક, તોય હરિ અંગજ ચઢતું;
* * * * *
કોપે ભરાણી માત, ગોપિયો સંગ વઢે છે;

---

૧ અંગુલિ—આંગળી.

વઢે ગોપી સંગે માવડી, કેશવ ભય પામે ઘણું;
કે' નરભો હાથ જોડી કહ્યું, શ્રીહરિએ તે હું ભણું. ૨
દયા આણીને માત, ક્ષમા મુજને તો કીજે;
હું છું તારો રંક, તેહને કષ્ટ ન દીજે;
મહીં નવ ઢોળું હુંયે, તેહના સમ તો ખાઉં;
વા'લી મુજને માત, ખાવા સમ કોના જાઉં;
તારા સમ ખાઉં હું માવડી, નહિ કો દિન આવું કરૂં;
કે' નરભો જાવા દીજિયે, (હરિ) દામણબંધનથી ડરૂં. ૩
જેને વ્યાપ્યો ક્રોધ, તેહ કોઇનું નવ માને;
જેને વ્યાપ્યો ક્રોધ, તેહને કોણ વખાણે;
જેને વ્યાપ્યો ક્રોધ, ન્યાય અન્યાય ન આણે;
જેને વ્યાપ્યો ક્રોધ, મિત્ર શત્રુ નવ જાણે;
વ્યાપ્યો છે જેને ક્રોધ તે, જગત સકળ તૃણવત ગણે;
કે' નરભો માત ક્રોધે ભરી, તેનો દોષ ન કો ભણે. ૪

## પદ ૫ મું.

બહુ બહુ શ્રમને રે, કીધો ક્રોધે માતે;
પણ શ્યામશરીર રે, નવ બંધાણા જાતે. બહુ૰ ૧
વેણી છૂટી માતની રે, ત્રૂટી કંઠની માળા;
થાકી ઘણું જ્યારે રે, દયા કીધી નંદલાલા. ,, ૨
બંધાયા પ્રભુ પ્રીતે રે, કરવા ભક્તનું કાજ;
માતા લાગી ઘરકાજમાં રે, બાંધી શ્રીમહારાજ. ,, ૩
પ્રભુ ત્યાંથી નાઠા રે, (આવ્યાં) યમલાર્જુનનાં ઝાડ;

---

૨ સટકું—દામણું કરતાં સટકું.

દામણે ભેરવી પાડ્યાં રે, (તેણે)માન્યો પ્રભુનો પાડ. બહુ૦ ૪
હરિચરણે શિર નામી રે, તે વૈકુંઠમાં ગયા;
એવા શ્રીરણછોડ રે, જેના દિલમાં દયા. „ ૫
પૂછે પરીક્ષિતરાય રે, કહો શુકજી મોટા;
યમલાર્જુન વૈકુંઠ ગયા રે, જેના નહિ જુગ જોટા. „ ૬
કોણ હતા એ કેમ રે, વૃક્ષ રૂપે અવતરિયા;
શ્રીરણછોડપ્રતાપે રે, તરત તે તો તરિયા. „ ૭
શુકજી કહે સાંભળ્ય રે, એ કુબેરના કુમાર;
શિવના ભક્ત રે, કોઇ ન પામે પાર. „ ૮
કૈલાસે કરતા રે, ક્રીડા કામની સંગે;
નારદઋષિ જાતા રે, લાજ નવ ધરી અંગે. „ ૯
ઋષિ કોપે ભરાયા રે, શાપ દીધો તેને;
વૃક્ષ રૂપે અવતરજે રે, ગોકુળને વને. „ ૧૦
પાગે ઋષિને લાગ્યા રે, વિનવિયા ઝાઝા;
ત્યારે ઋષિ બોલ્યા રે, મનમાં ધરી માઝા. „ ૧૧
શ્રીરણછોડ સ્વરૂપ રે, ગોકુળમાં થાશે;
જશોદા હાથે રે, દામણે બંધાશે. „ ૧૨
ત્યારે પ્રભુ આવી રે, દરશન તમને દેશે;
તમારાં ભવોભવનાં રે, પાતિક પ્રભુ ખોશે. „ ૧૩
એમ ભાખી રે, નારદજી જાતા;
સુણી પરીક્ષિત રે, આનંદી થાતા. „ ૧૪
એ હરિલીલાનો રે, પાર કોઈ નવ પાવે;
ગુરૂચરણપ્રતાપે રે, જશ નરભો ગાવે. „ ૧૫

### પદ ૬ ઠું.

ઘરમાંથી આવી માતા જુએ, નવ દીઠા દામોરારિ.

અરૂપરૂ તે જોવા લાગી, કાના છોડું દામણગાંઠ તારી.  ઘરમાંધી૦ ૧
એટલામાં સમાચાર લાવ્યું કો, ગોવિંદ ગોકુળવન;
યમલાર્જુનનાં વૃક્ષ પડ્યાં બે, ચંપાતું રહ્યું તન.  ,,  ૨
ગોપ જશોદા નંદજી ધાઇ, આવ્યાં જ્યાં રણછોડ;
ગોવિંદજીને રડતા દેખી ધાયા, નંદજી કે'તા છોડ છોડ.  ,,  ૩
અરે નારી તેં આ શું કીધું, લાડકવાયો તન;
ગોરસ મારૂં ફોડ્યું તે માટે, આવું નિર્દય કીધું તન.  ,,  ૪
એ હશે તો ગોરસ ઝાઝાં, વળી મળશે ઝાઝું અન્ન;
કાનકુંવરપર કોપ શો આવો, જે આપણું તનમનધન.  ,,  ૫
ગોપસખાએ ગોવિંદ છોડ્યા, જઈ નમ્યા માતને પાય;
તે હરિ ડાકોરમાં વસિયા, જશ જન નરભો ગાય.  ,,  ૬

29684

